॥ श्रीकृष्णाय नमः ॥

# स्वधर्म बोधक ग्रंथ.



સર્વ શાસ્ત્રનો સાર લેઈ રચનાર

## ગોસ્વામિ શ્રીયદુનાથજી મહારાજ-સુરતવાળા.



ખાસ નિશાળોમાં ભણનાર છોકરાઓને માટે.





ઉત્તેજક

શેઠ મોરારજી ધરમશીની કુ૦—મુંબઇ.



પ્રકાશક

વૈષ્ણવ હરિદાસ ઝવેરદાસ

ખાડીઆ, ફેરનાબની પોળમાં—અમદાવાદ.



આવૃત્તિ પહેલી.　　　　પ્રત ૧૦૦૦.



શ્રી " ગુજરાત પ્રિન્ટીંગ પ્રેસ " માં

શા. સોમાલાલ મંગળદાસે છાપ્યું.

શ્રીકૃષ્ણાબ્દ ૫૧૩૭, શ્રીવલ્લભાબ્દ ૪૩૩, સંવત ૧૯૬૭, સન ૧૯૧૧.

નોછાવર રૂ. ૦-૩-૦

॥ श्रीकृष्णाय नमः ॥

# स्वधर्म बोधक ग्रंथ.



સર્વ શાસ્ત્રનો સાર લેઈ રચનાર

ગોસ્વામિ શ્રીયદુનાથજી મહારાજ-સુરતવાળા.



ખાસ નિશાળોમાં ભણનાર છોકરાઓને માટે.



ઉત્તેજક

શેઠ મોરારજી ધરમશી—મુંબઈ.



પ્રકાશક

વૈષ્ણવ હરિદાસ ઝવેરદાસ

ખાડીયા, [illegible]—અમદાવાદ.



આવૃત્તિ પહેલી. પ્રત ૧૦૦૦.



શ્રી "ગુજરાત પ્રિન્ટીંગ પ્રેસ" માં

શા. સોમાલાલ મંગળદાસે છાપ્યું.

શ્રીકૃષ્ણાબ્દ [illegible], શ્રીવલ્લભાબ્દ [illegible] સંવત [illegible] સન ૧૯૧૧.

નોછાવર રૂ. ૦-૩-૦

# પ્રસ્તાવના.

આજકાલ ધર્મ વિષેની ચર્ચાઓ સ્થળે સ્થળે ઘણી ચાલે છે પરંતુ ધર્મના મૂળતત્ત્વોના જ્ઞાનને અભાવે એ ચર્ચાઓમાં વિતંડાવાદીઓ ઘણું કરી ફાવી જાય છે તેમ થતું અટકાવવા માટે પુષ્ટિમાર્ગીય વૈષ્ણવોના આગ્રહને લીધે સુરતવાળા **ગોસ્વામિ શ્રીયદુનાથજી મહારાજ** તરફથી આજથી બાવન ત્રેપન વર્ષ ઉપર પ્રગટ થએલા ને સુપ્રસિદ્ધિને પામેલાં ૧૯ ચોપાનીયાં છે તેમાંથી પ્રથમનું એક અમારા ફંડના મેમ્બરોને ભેટ આપવા દાખલ પુનઃ છપાવી બહાર પાડેલું છે. આ ગ્રંથ નિશાળોમાં ભણતા છોકરાઓને ધર્મની પ્રાથમિક કેળવણીને માટે પણ અતિ ઉપયોગી નીવડયા વગર રહેશે નહિ; ને સાર્વજનિક હોવાથી લોકપ્રિય પણ થઇ પડશે એવી મારી માન્યતા છે.

સંવત ૧૯૬૭ ના ચૈત્ર સુદી ૯ ને શુક્રવાર.

. હ. ઝ.

# અનુક્રમણિકા.



श्रीगोवर्द्धनधरो विजयतेतराम.



श्रीमदाचार्य चक्रचूडामणि विजयतेतराम.

॥ श्रीकृष्णाय नमः ॥

# स्वधर्म बोधक ग्रंथ प्रारंभ.

## शास्त्र इश्वरनुं कहेलुं छे ते विषे संवाद.

શાસ્ત્ર ઇશ્વર કૃત છે એ વિષે તો નિશ્ચય ગુરૂ શિષ્યના સંવાદથી કર્યો છે. કેમકે છોકરાઓના મનમાં સહેલી રીતે ઉતરે તે માટે પ્રશ્નને ઉત્તરની રીતે લખ્યો છે. એક સારા ગુરૂ હતા તેના શિષ્યને વિદ્યાઓ શિખવાનું વ્યસન હતું. તેણે પરદેશ જઇને સર્વ વિદ્યાઓનો અભ્યાસ સારો કર્યો. પણ અનેક લોકોના સંગથી તેનુ મન ભ્રમીત થયું હતું. તે શિષ્ય ઘણે વર્ષે ભણીને પોતાના સ્વામિના સ્થાનમાં આવ્યો ને જે જે વિદ્યાભ્યાસ તેણે કર્યો હતો તે પોતાના ગુરૂ આગળ કહ્યું. ગુરૂ સાંભળીને મનમાં પ્રસન્ન થયા. પણ ગુરૂએ શિષ્યનું આચરણ જોયું તો બરાબર તે પોતાના ધર્મનું કરતો નથી એવું ગુરૂના મનમાં આવ્યુ ત્યારે તેણે વિચાર કર્યો જે મારા શિષ્યે અનેક દેશ ફરીને શાસ્ત્ર જોયાં તેથી એના મનમાં વેહેમ પડેલો છે જે કોઇનું શાસ્ત્ર ખરૂં નથી. માટે એ શિષ્યને કોઇ સદગુરૂ મળ્યો નથી. જે કે એને યથાર્થ જ્ઞાનોપદેશ શાસ્ત્રોકત કરે. પોતાના ધર્મનું આચરણ બરાબર કરતો નથી એવું જાણીને સ્વામીએ તેને પુછયું જે હે શિષ્ય તેં વિદ્યાભ્યાસ તો સારો કર્યો છે તેમાં તને કંઇ વેહેમ પડે છે? ત્યારે શિષ્ય બોલ્યો જે હે સ્વામી તમે મારા અંતઃકરણની વાત કહી. તેની હું વિનંતી કરૂં છું જે મેં ઘણી જાતના વિદ્વાન પંડીતોની સંગત કરી છે પણ સર્વ લોકો પોતપોતાના શાસ્ત્રનો મત ખરો કહે છે. ને બીજા શાસ્ત્ર કલ્પીત કહે છે. એ રીતે મેં સર્વને મ્હોડે સાંભળ્યું છે. માટે શાસ્ત્રો મને લોકોના કરેલાં ભાસે છે. તેથી મારૂં મન સર્વે ધર્મ ઉપરથી ઉઠી ગયું છે. એટલોજ મ્હારા મનનો સંદેહ કોઇ ભાગી શકતો નથી. જેને પુછું છું તે એમ કહે છે જે અમારૂં શાસ્ત્ર ઇશ્વરનું કહેલું છે, ને બીજાનું શાસ્ત્ર મનુષ્યનું કરેલું છે. હવે એ વાત કોની ખરી છે ને કોની ખોટી છે, એનો શીરીતે

નિશ્ચય કરી શકાય? તેથી મારૂં મન સર્વે શાસ્ત્ર ઉપરથી ઉઠી ગયું છે. એટલો મારા મનમાં સંશય રહે છે. ત્યારે સ્વામી બોલ્યા જે હે શિષ્ય મેં પણ મ્હોટા મ્હોટા ગુરૂઓની સંગત કરીછે. તેથી મારા મનમાં ધર્મ ઉપર બરાબર વિશ્વાસ બેઠો છે. તે પ્રમાણે હું તારા મનનો અંદેશો ભાગીશ. એ રીતે જ્યારે ગુરૂએ તેના શિષ્યને કહ્યું ત્યારે તે શિષ્ય મનમાં ઘણો હર્ખ પામ્યો ને પ્રશ્ન કરવા લાગ્યો.

પ્ર૦ હે સ્વામી શાસ્ત્ર તે શું ?

ઉ૦ હે પુત્ર શાસ્ત્ર તે ઇશ્વરી આજ્ઞા.

પ્ર૦ હે સ્વામી ઇશ્વર તો અદ્રશ્યછે ત્યારે તેણે આજ્ઞા કરી તે વાત સંભવતી તો નથી ?

ઉ૦ હે પુત્ર ઇશ્વર લોકોને અદૃશ્ય છે પણ પ્રથમ પુરૂષને તેના દર્શન થયાં છે. તે પ્રથમ પુરૂષને સૃષ્ટિ ચલાવવાનો કાયદો ધર્મ તથા અધર્મ વિશેનો ઇશ્વરે કહેલો છે તે પ્રમાણે પ્રથમ પુરૂષે આ સૃષ્ટિ પ્રત્યે કહ્યું છે માટે શાસ્ત્ર તે ઇશ્વરની આજ્ઞા છે. ને આદિ સૃષ્ટિથી એ વાત ચાલી આવે છે કે ઇશ્વર છે. એ વાત ઇશ્વરને દીઠા વિના કદી કહી શકાય નહીં. ને ઇશ્વરે શાસ્ત્ર કહેલાં છે એમ આદિથી સર્વે લોક પોત પોતાના શાસ્ત્રને ઇશ્વરકૃત માનતા આવ્યા છે એ વાત ખરી છે.

પ્ર૦ હે સ્વામી તમે કહો છો જે સર્વેના શાસ્ત્ર ઇશ્વરના કહેલાં છે, ત્યારે તે બીજાનાં મતને ખોટું કરીને પોતાનું શાસ્ત્ર સારૂ કેમ કહે છે?

ઉ૦ હે પુત્ર તેને પોતાના શાસ્ત્રની સમજણ પડતી નથી તેથી બીજાના શાસ્ત્રને ખોટું માને છે તે શાસ્ત્ર સમજાવવું એ સદ્‌ગુરૂના હાથમાં છે. એ વાતની પંડીતોને સમજ પડતી નથી. એ વાતને પરમેશ્વરરૂપ ગુરૂ જોઇએ. સર્વેના શાસ્ત્ર એવાં ગુંચવણીના અને ગૂઢાર્થના છે કે તેની કુંચી પરમેશ્વરે પોતાની પાસે રાખેલી છે. જે તે ઇશ્વરની ભક્તિ કરે તેને તે આપે છે.

પ્ર૦ હે સ્વામિ તમે કહો છો જે પોતાના શાસ્ત્રની તેઓને સમજણ પડતી નથી તેથી બીજાના શાસ્ત્રને ખોટું કહે છે. પણ પોતાના શાસ્ત્રમાં સૌ લોક સમજે છે ત્યારે તે માર્ગમાં ચાલે છે. માટે એ વાત

મારા ધ્યાનમાં બરાબર ઉતરી નહી. વળી તમે કહો છો જે શાસ્ત્રના વચન ગૂઢાર્થછે તેની સમજણ પંડીતોને પડતી નથી. ઇશ્વર આરાધનું કરનારનેજ પડે છે. એવા સદ્ગુરૂ પણ મેં કોઇ દીઠા નથી. ને સર્વેના શાસ્ત્રના મત પણ જુદા જુદા ચાલે છે તેથી સર્વેનું એક શાસ્ત્ર છે એ વાત કહેવાને અશક્ય છે, એ ત્રણે વાતમાં મને સંશય રહે છે?

ઊ૦ હે શિષ્ય હું તારા મનનો સંશય સર્વે દૂર કરી આપીશ. તે વિશે એક દ્રષ્ટાંત કહું તે શ્રવણ કર. પુત્રી છે તે આપણું નીપજાવેલું ફળ છે. તે ફળને આપણે ભોગ કરવામાં કાંઇ દોષ દેખાતો નથી પણ એ રીતે કોઇ જાતનો માણસ કરતો નથી. પોતાની સ્ત્રી મરી જાય તેનું દુઃખ વેઠે છે પણ પોતાની પુત્રી બીજાને પરણાવે છે. એ રીતે પોતે દુઃખ વેઠીને બીજાને સુખ કરવું એવા કબજામાં માણસોને કોણે રાખ્યા છે? એ વાતનો વિચાર કરતાં સાફ જણાય છે જે ઇશ્વરી આજ્ઞાએ કબજામાં રાખ્યા છે. જો માણસ એને અધર્મ જાણે ત્યારેજ રહી શકે. પોતાની મેળે ન રહી શકે. માટે શાસ્ત્ર તે ઇશ્વરની આજ્ઞાછે. તે સર્વેનું શાસ્ત્ર સૃષ્ટિની ઉત્પત્તિ સમયમાં એક હતું,ને તેજ સમયમાં પ્રકટ થએલું છે. ને એક શાસ્ત્રનો જુદો જુદો મત લોકોની ઓછી વધતી બુદ્ધી પ્રમાણે લોકોએ પછવાડેથી પાડેલો છે. તે મત ભેદ પડવાનું કારણ હું તને કહું તે શ્રવણ કર. ઇશ્વરનું સામર્થ્ય તથા ઇચ્છા તથા ઇશ્વરનું રૂપ એ ત્રણે વાત પ્રથમ પુરૂષે આ સૃષ્ટિ પ્રત્યે કર્યું છે. પણ જેમ જેમ તેઓની પેઢી ઉતરતી ગઇ તેમ તેમ તેઓ પોતાના બાપ દાદાની ચાલથી અજાણ્યા થતા ગયા. ને શાસ્ત્રને પોતાના બાપદાદાના કરેલા માનવા લાગ્યા. તે શાસ્ત્રમાં જ્યારે તેઓને જે ઠેકાણે સમજ ન પડી તે ઠેકાણે તેઓએ પોતાની બુદ્ધી પ્રમાણે આગળના શાસ્ત્ર છોડી દઇને નવો મત પોતાનો ચલાવ્યો છે. એ રીતે એક શાસ્ત્રના અનેક મત જુદા પડેલા છે. પણ પ્રાચીન શાસ્ત્ર છોડી દીધું એટલું તેઓમાં અજ્ઞાનપણું છે તે અજ્ઞાનપણાની વાત જ્ઞાની પુરૂષ પ્રમાણ કરતા નથી. માટે લોક પોતપોતામાં લડી મરે છે. તેથી કાંઇ શાસ્ત્ર ખોટું છે એવું કહી શકાતું નથી. સર્વેના શાસ્ત્રમાં એકજ વાત છે તે સર્વેના શાસ્ત્ર મેળવતાં સિદ્ધ થાય છે. તે હું તને કહું તે શ્રવણ કર. સર્વેના શાસ્ત્રમાં

આટલી વાત કહેલી છે. ૧ સૃષ્ટિ પહેલાં ઇશ્વર એક છે, તે ઇશ્વરે સૃષ્ટિ કરી છે. ૨ સૃષ્ટિને ચલાવવા સારૂ શાસ્ત્ર કહ્યું છે. ૩ તે શાસ્ત્ર પ્રમાણે ચાલ્યાથી સૃષ્ટિને પોતાની પ્રાપ્તી થશે. ૪ સૃષ્ટિ સૌ ઇશ્વરને સરખી છે માટે જીવની હિંસા ન કરવી, અગર જો કોઇ હિંસા કરશે તો તેને દંડ થશે. ૫ પારકી સત્તા જે ધન તથા તેની સ્ત્રી ઠગીને અથવા ચોરીને લેશે તેને સજા થશે. ૬ યજ્ઞવિના પશુ હિંસા ન કરવી. ૭ ઇશ્વરને નૈવેદ્ય આપવું. ૮ ઇશ્વરને ભજવા. ૯ ઇશ્વરની બરોબર કોઇ દેવતાને ન જાણવા, મનુષ્ય તથા જડ પદાર્થને ન જાણવા. ૧૦ ઇશ્વરને ભજવા સારૂ ગુરૂ પાસે દિક્ષા લેવી. ૧૧ દિક્ષા લીધા પછી શાસ્ત્રના કર્મ કરવા નો અધિકાર થાય. ૧૨ પરોપકાર કરવો. ૧૩ દાન કરવું. ૧૪ નાહી ધોઇ સારાં વસ્ત્ર પહેરી ઇશ્વરનું ભજન કરવું. ૧૫ ન્હાવાને પવિત્રતા માનવી. ૧૬ મરીગયાનું ક્રિયા શ્રાદ્ધ કરવું. ૧૭ શાસ્ત્રના વચનપર વિશ્વાસ રાખવો. ૧૮ ઇશ્વર સર્વેના ધણી છે એમ માનવું. ૧૯ ગુરૂને માન આપવું. ૨૦ ઇશ્વરને દંડવત કરવા. ૨૧ તેનું નામસ્મરણ કરવું. ૨૨ ઇશ્વરને દીવશે વ્રત કરવું, મદીરાપાન ન કરવું ને પવિત્ર રહેવું. ૨૩ મ્હોડામાંથી કોઇને અપશબ્દ બોલવો નહીં. ૨૪ સત્ય ચાલવું. ૨૫ જુઠું ન બોલવું. ૨૬ ક્ષમા રાખવી. ૨૭ એ રીતે સર્વેના શાસ્ત્રમાં કહ્યું છે. માટે સર્વેના શાસ્ત્રનો મત એક છે. તેથી સર્વેનું શાસ્ત્ર એક છે. ને સર્વે લોકો કહે છે જે અમારૂં શાસ્ત્ર ઇશ્વરનું કહેલું છે. તે વાત ખરી છે. પણ અમારૂં ખરૂં છે ને બીજાનું શાસ્ત્ર કલ્પીત છે એ વચન બોલવું માત્ર અજ્ઞાનપણાનું છે. કારણ જે ઇશ્વરે એકને એક રીત બતાવીને બીજાને બીજી બતાવી એ વાત સંભવતી નથી. એક મુખે બે વાત ઇશ્વર કદી ન બોલે. ઇશ્વરે સર્વ સૃષ્ટિને એકજ વાત સરખી કહી છે માટે સર્વના શાસ્ત્ર ઇશ્વરના કહેલાં છે ને સત્ય છે ને વિશ્વાસ રાખવાથી ઇશ્વરની પ્રાપ્તી નિશ્ચય શાસ્ત્રના વચન પ્રમાણે ચાલવાથી જીવને થાય છે. માટે સૌનું શાસ્ત્ર એક છે ને ઇશ્વરકૃત છે એ વાત સૌના મતનો સાર મેળવ્યાર્થ સદ્ધ થાય છે.

## मतभेद जुदा चाले छे तेनुं कारण.

પ્ર૦ હે સ્વામી તમે સૌના શાસ્ત્રનો સાર મેળવીને એક કરી

બતાવ્યું તે ઉપરથી મને એટલીજ સમજ પડી ને સૃષ્ટિની ઉત્પત્તી સમયમાં સૌનું શાસ્ત્ર એક છે પણ પછવાડેથી સૃષ્ટિમાં મત જુદા શી રીતે થયા તેની મને સમજણ પડતી નથી તે કહો ?

ઊ૦ હે શિષ્ય મતભેદનુ કારણ અજ્ઞાન બુદ્ધીથી પડ્યું છે. તે મેં તને આગળ કહ્યું છે તે સંક્ષેપથી કહ્યું છે. તેનો વિસ્તાર કરીને હવે હું તને સમજાવીશ. તે વાત ઘણી ઝીણી છે. માટે સમજવી કઠણ છે. કેમ જે લોકોનું જોવું લૌકક પદાર્થ ઉપર છે. ઇશ્વરની તરફ નથી માટે આ જગત્‌ના પદાર્થ તેઓને અન્યથા દેખાય છે.



## जीव हिंसा नही करवी.

માટે સર્વે પદાર્થન તુચ્છ માને છે ને જીવ હિંસા કરે છે. પણ જીવ ઇશ્વરનો અંશ છે એવું સર્વેના શાસ્ત્રમાં કહ્યું છે. જેટલું આપણને દુઃખ થાય છે તેટલું તેને પણ થાય છે. માટે સજીવ પદાર્થની હિંસાનો મ્હોટો દોષ છે. જુવો કે ચાર દિવસનો ઉત્પન્ન થએલો રાઇ જેટલો માંકણ તે આપણને કરડવા આવે છે ત્યારે આપણે વાંસો ફેરવીએછીએ એટલામાં તે ભય પામીને નાશી જાય છે. તે એવો કે આપણાથી પકડાતો નથી. માટે આપણા જેટલો મરવાનો ભય જીવ માત્રને છે એવુ સાફ દેખાય છે. ને તેનો નિસાસો આપણા ઉપર નાંખે છે. તેથી આપણે જે જે જીવને મારીએ છીએ તે તે જીવ બીજે જન્મે આપણી સાથે વેર લેશે. ને તેને વેર આપવા સારૂ આપણે જન્મ લેવો પડશે એ વાત સ્પષ્ટ જણાય છે. જે કોઇ બીજાનો પ્રાણ લે છે તેને રાજાએ દેહાંત દંડ દેવો એવી નિતી છે. તે પણ શાસ્ત્ર પ્રમાણે છે માટે રાજાને એ વાતનો દોષ લાગતો નથી. તેમ ઇશ્વર તે પ્રાણીનું વેર આપણી પાસેથી અપાવેછે. માટે હિંસા કરનારને ઇશ્વરની પ્રાપ્તી કોઇદિવસ થતી નથી. કેમ જે જેનું અમેધ્ય જેણે ભક્ષણ કર્યું છે તેનું અમેધ્ય તેને સર્વને ઇશ્વર ભક્ષણ કરાવશે. એટલા બધા જન્મ તેને સારૂ લેવા પડશે. કેમ જે જીવ ઇશ્વરનો અંશ છે. તે અંશનો એ અપરાધી છે એ વાત સિદ્ધ થાય છે. ને ઇશ્વરાંશમાં વિશમ બુદ્ધિ રાખ્યાથી વારંવાર તેનો જન્મ મ્લેચ્છ જાતમાં થાય છે, ને એવું કામ કરે છે તેથી મ્લેચ્છોને

ઇશ્વરની પ્રાપ્તી નથી. શાસ્ત્રમાં કહ્યું છે જે યજ્ઞવિના અમેધ્ય ભક્ષણ ન કરવું. તે વાત તે લોકોએ મુકી દઇને નિત્ય ભક્ષણ કરવાની ચાલ ...ખો છે. એ વાત શાસ્ત્રથી ઉલટી ચાલે છે ને જનાવરને પોતાનું આહાર કરી માને છે. એ વાત તેમના શાસ્ત્રમાં કહી નથી તે છતાં આહાર કરી માને છે. પણ પશુનું માંસ જનાવરો જેકે ઘાસ, અન્ન ભક્ષણ નથી કરતા તેને સારૂ ઇશ્વરે કરેલું છે. જે ઘાસ દાણો ખાયછે તેને સારૂ ઘાસ દાણોજ છે શાથી જે તેઓને હૃદય ઇંદ્રીયનું જ્ઞાન નથી તેથી તે મારવામાં ત્રાસ પામતા નથી ને જનાવર ભક્ષ કરે છે. ત હિંસક જનાવર છે. માટે સ્વભાવિક આહાર કરી તેને સમજે છે મનુષ્યને સારૂં અન્ન, દુધ, ઘી, મેવો, એ રીતે શરીરને પૌષ્ટિક ક એવા ઘણા પદાર્થ ઇશ્વરે બનાવેલા છે. તે મુકીને જીવ ભક્ષ કરે છે એ વાત શાસ્ત્રથી ઉલટી છે. એ રીતે આહાર કરવામાં શાસ્ત્રનો મતભે પડયો છે. હવે તું એમાં વિચાર કર જે જીવહિંસા કરવી એ વાત શ્રે છે કે ન કરવી એ વાત શ્રેષ્ટ છે? હિંસા ન કરવી એજ વાતપર ઇશ્વરન પ્રસન્નતા છે એ વાત સાફ જણાય છે.

પ્ર૦ હે સ્વામી તમે વાત કહી તે ખરી છે. હિંસા ન કરવી એમ ઇશ્વરની પ્રસન્નતા છે. એ વાત સિ થાય છે.માટે ઇશ્વર તેના ઉપ કૃપા કરીને મળવાના નથી એ પણ દેખાય છે. એટલી વાત હું સાર રીતે સમજ્યો છું. પણ અસુર લોક એમ કહે છે જે આપણે બંને અ બાપના પુત્ર છીએ ને એક ભાણાના ખાનાર છીએ તેમાં તમે હિંદુલો ઊંચ નિચ જાત કહો છો એ વાત શાસ્ત્રથી વિરૂદ્ધ માનો છો એનું શ રીતે છે તે મને વિસ્તાર કરીને સમજાવો ?

## जातिभेद पडवानुं कारण.

ઊ૦ હે પુત્ર એ લોક સર્વે જાતને એક કરી જાણે છે પણ એ નથી. ઇશ્વરે જુદી જુદી જાત પોતાના જુદા જુદા અંગમાંથી પ્રગ કરીછે, મુખથી બ્રાહ્મણ–બાહુથી ક્ષત્રી–જંગાથી વૈશ્ય–ને ચરણથી શ એ એક પુરૂષમાંથી ચાર જાત નિકળી છે. તેને ઇશ્વરે કર્મ પણ જુદ જુદાં અસલથી સોંપ્યાં છે; ને ઊંચ નિચપણું અસલથીજ છે. વાત ઉપર અસુર લોક ચીડે છે તેનું કારણ જે નિચ હોય તે ઊં

જાતિમાં પેસવા જાય છે. ને ઊંચ જાતિને નિચ કરવા ચાહે છે. ઘણા પૂર્વે હિંદુઓને મ્લેચ્છ લોકે વટાળીને પોતાની જાતમાં લીધા છે. પણ હિંદુ લોકો તેને પોતાની જાતમાં રાખવાની ઇચ્છા રાખતા નથી. કારણ જે અસલથી ઊંચ છે. ને એજ પ્રમાણે અસલથી આજદીન સુધી જુદી જુદી જાત ચાલી આવે છે. જો એક હોય તો સર્વેનું ખાનપાન જુદું પડી શકે નહીં. ને અસલ એક જાત હતી એવું કોઇ પુરાણમાં કહ્યું પણ નથી. અઢારે પુરાણમાં એમ લખ્યું છે ને અસલથી ચાર જાત જુદી જુદી ઇશ્વરના જુદા જુદા અંગમાંથી નિકળી છે. તે પ્રમાણે પ્રથમ પુરૂષ જે બ્રહ્મા તેણે સર્વેને કર્મ સોંપ્યાં છે. બ્રાહ્મણે વેદ ભણવા ને ત્રણે વર્ણને શાસ્ત્રોપદેશ કરવો. માટે ત્રણે વર્ણના ગુરૂ બ્રાહ્મણને કર્યા. એ કર્મ બ્રાહ્મણને સોંપ્યું. ક્ષત્રીને, ગૌબ્રાહ્મણની રક્ષા કરવી, શસ્ત્ર બાંધવા, રાજ્ય કરવું, પ્રજાનું પાલણ કરવું એ કર્મ ક્ષત્રીને સોંપ્યું. વૈશ્યને,વહેપાર કરવો,ગાયોનું પાલણ કરવું એ કર્મ વૈશ્યને સોંપ્યું. શૂદ્રને એ ત્રણ વર્ણની ચાકરી કરવી. એ ત્રણેનું એઠું ખાવું, એ કર્મ શૂદ્રને સોંપ્યું. એ રીતે એક બાપના ચાર દીકરા ખરા પણ તેને જુદાં જુદાં કામ સોંપીને તેના ચાર નામ જુદાં પાડેલાં છે. તે પ્રમાણે ખાનપાનનો વહેવાર જુદો પાડેલો છે. બ્રાહ્મણનું ઉચીષ્ટ ક્ષત્રી ને વૈશ્ય ખાય,ક્ષત્રીનું ઉચીષ્ટ બ્રાહ્મણ ન ખાય. ક્ષત્રીની કન્યા પ્રથમ બ્રાહ્મણ લેતા પણ ક્ષત્રી બ્રાહ્મણની કન્યા ન લેતા. વૈશ્યની કન્યા ક્ષત્રી લેતા પણ આપતા નહી. એ રીતે ઉત્તમ મધ્યમ વર્ણનો ક્રમ સૃષ્ટિના પ્રારંભથી થએલો છે. તે ચાર વર્ણમાં વર્ણસંકર પ્રજા પણ ઘણી થએલી છે તેઓના નામ શાસ્ત્રમાં કહેલાં છે. માઠે શૂદ્ર સૌથી નિચ જાતી છે તે લોકો વૈશ્યની ચાકરી કરે ને તેનું ઉચીષ્ટ ખાય. તેમાંથી રાજાને ત્યાં કેટલાક સીપાઇગીરીની ચાકરીકરવા લાગ્યા તેવર્ણને કોઇવર્ણનું ખાધાની છોશ નહી. તે શૂદ્રમાંથી મ્લેચ્છ લોકોની ઉત્પત્તી થઇ છે. તેજ પ્રમાણે આજ પણ ચારે વર્ણ જુદા જુદા માલમ પડે છે. જો એક હોય તો કદી જુદા પડી શકે નહી. એ દેખીતી વાત અસત્ય સરખી ભાસે છે માટે અસુરની વાત માનવા યોગ્ય નથી એ જાતીભેદનો મત કહ્યો.

પ્ર૦ હે સ્વામી ચાર વર્ણ આજે પણ મને જુદી જોવામાં આવે છે

માટે અસુર લોક કહે છે તે વાત માનવા યોગ્ય નથી એ વાતની મને સમજ પડી. પણ પરમેશ્વર ભજવા વિશે મત જુદા કેમ પડયા તે મને સમજ પાડો ?

## मूर्तिपूजन करवा विषेनुं कारण.

ઉ૦ હે શિષ્ય પુર્વે સર્વે લોકોને પ્રથમ પુરૂષની એવી આજ્ઞા છે જે ભગવાનની મૂર્તિ કરીને તેમાં તમે ભગવાનનું સેવન કરશો તો તમારૂં સેવન ભગવાન માનશે. તે પ્રમાણે હિંદુઓમાં તો એ રીત આજ દીન સુધી ચાલી આવે છે. પણ દોઢ હજાર વર્ષ થયાં મ્લેચ્છ લોકોએ મૂર્તિ પુજન કહાડી નાંખ્યું છે.

પ્ર૦ હે સ્વામી તે લોકોએ મૂર્તિ પુજન શા કારણથી કહાડી નાંખ્યું છે તેની સમજ પાડો ?

ઉ૦ હે પુત્ર તે લોકમાં જીવભક્ષણ કરવાની નિત્ય ચાલ પડી તેથી તે પાપી થયા. ને જીવોને પોતાનું આહાર કરી સમજવા લાગ્યા. ત્યારે તેમાં ઇશ્વરાંશ નથી એવી બુદ્ધી થઇ. સર્વેના શાસ્ત્રમાં કહ્યું છે જે જીવ ઇશ્વરનો અંશ છે તે વાતને તેઓએ માની નહી. ત્યારે અવિદ્યાએ તેના ઉપર જોર કર્યું તે અજ્ઞાનવડે તથા બીજું પણ તેઓના પુજનમાં પાખંડ ચાલ્યાં તે ઇરાનનો બાદશાહ કૈખુશરોના ઇતિહાસમાં લખ્યું છે જે તેઓ મૃગ તથા મૃગના ઇંડાને પવિત્ર જાણીને પુજવા લાગ્યા. તે વાત પેગંબરોની નજરમાં સારી ન આવી તેથી તેઓએ મૂર્તિપુજન કરવું કહાડી નાંખ્યું. પણ મૂર્તિપુજન એ અવલ સૃષ્ટથી ચાલ્યું આવે છે. કારણ જે હિંદુ લોકો કાંઇ તે દેશમાં ગયા નથી. જે તે હિંદુ લોકના કહ્યાથી મ્લેચ્છ લોકોએ મૂર્તિપુજન કરવા માંડયું છે પણ અવલ સૃષ્ટિથી એ ચાલ ચાલે છે, તે પ્રમાણે તેઓ ચાલતા હતા એ વાત સિદ્ધ થાય છે.

પ્ર૦ હે ગુરૂ તમે કહો છો જે મૂર્તિપુજન ઇશ્વરી આજ્ઞાથી છે. પણ હિંદુ શાસ્ત્રમાં એમ કહ્યું છે જે પહેલો યુગ સતયુગ તેમાં લોકો તપ કરતા હતા ત્યાર પછી બીજો યુગ ત્રેતાયુગ તેમાં યજ્ઞ કરતા હતા. ત્રીજો યુગ દ્વાપુર તેમાં મૂર્તિપુજન કરવા માંડયું છે એ રીતે કહ્યું છે માટે મૂર્તિપુજન એ ધર્મ અવલ સૃષ્ટિનો નથી એવું સિદ્ધ થાય છે ?

ઉ૦ હે પુત્ર, જે વખત સૃષ્ટિ ઉત્પન્ન થઇ તે વખત સૃષ્ટિને ચલાવવા માટે પ્રથમ પુરૂષે સૃષ્ટિને ચલાવવાના ધર્મ કહ્યા છે. તેજ વખત વેદ ચાર, અરાઢ પુરાણ ઋષિઓને તથા દેવતાઓને બ્રહ્માએ વિસ્તારથી કહ્યા છે તેજ પુરાણનો સંક્ષેપ કરીને દ્વાપુરમાં વ્યાસે અરાઢ પુરાણ કર્યાં છે તેમાં ઠામઠામ મૂર્તિપૂજનનો પ્રકાર કહ્યો છે. ને બ્રહ્માના પુત્ર નારદજી તથા સનકાદિક એઓએ ભગવાનનું પૂજન શી રીતે કરવું એ રીતે તંત્ર શાસ્ત્ર કરીને કહ્યું છે. વેદમાં મૂર્તિની પ્રતિષ્ટા કરવાનો પ્રકાર લખેલો છે માટે મૂર્તિપૂજન એ વાત વેદ સિદ્ધ છે.

પ્ર૦ હે ગુરૂ, વેદ સિદ્ધ છે એ વાત તમે કહી તે વાત ખરી છે. મેં પણ જોયું છે જે મૂર્તિની પ્રતિષ્ટા કરે છે તે વેદની શ્રુતિઓથી કરે છે. પણ સત્યુગમાં એ પ્રકાર કેમ ચાલ્યો નહીં એ વાતનો મને સંશય છે?

ઉ૦ હે શિષ્ય, પહેલાં સૃષ્ટિમાં જીવોની વસ્તી થોડી છે. ને ઘર પણ બાંધેલા નહતાં તે લોકો ઝાડોની છાયામાં તથા ઝુંપડાઓમાં તથા નદીના કાંઠા ઉપર જંગલમાં પડ્યા રહેતા હતા, વસ્ત્રને ઠેકાણે છાલ, ચાંદડાં પહેરતા હતા ને વનફળ ખાતા હતા. ખેતીપણ ઘણી થોડી હતી તેથી તપ, ધ્યાન, માનસી પુજન તે લોક કરતા હતા. ત્યારપછી ત્રેતા યુગ આવ્યો ત્યારે વસ્તી વધી લોકોએ ઘર બાંધ્યાં. રાજા સ્થાપન કર્યા ને સ્ત્રી પુત્ર કુટુંબ વધ્યો. રાજાને કર આપવાનો ચાલ ઠરાવ્યો ત્યારે લોકને લુગડાં ધનની અપેક્ષા પડી તેથી યજ્ઞ કરવા માંડયાં. યજ્ઞે કરીને ધનપુત્ર પામવા લાગ્યા. સંસારની તૃષ્ણા વધી. ત્યારપછી દ્વાપુરમાં લોકોએ પોતાના ઘરમાં નિત્ય હરિનું પૂજન કરવા માંડયું. કારણ જે યજ્ઞે કરીને ત્રેતાયુગમાં ભગવાન પ્રસન્ન થતા હતા ત્યારે લક્ષ્મી મળતી હતી. ઘણી લક્ષ્મી વિના લોકોથી યજ્ઞ થતો નથી. તેથી નિત્ય પૂજન હરિનું કરવું એવું જાણીને નિત્ય પૂજન કરવા માંડયું છે. તે દહાડાથી આજ સુધી નિત્ય પૂજનની ચાલ ચાલી આવે છે. એ રીતે મૂર્તિપૂજનનો પ્રકાર ચાલ્યો છે.

પ્ર૦ હે સ્વામિ, તમે કહ્યું તે ખરૂં છે, પણ લોકો એમ કહે છે જે મૂર્તિપૂજન વેદમાં કહ્યું નથી. ને જડ પદાર્થને પૂજેથી શું થાય ?

ઉ૦ હે શિષ્ય, જડ પદાર્થ પ્રભુનું અંગરૂપ છે તેને મંદીરસ્થાનક

જાણવું ને ભાવ છે તેને ચૈતન્યસ્થાનક જાણવો. લોક કહે છે જે વેદમાં મૂર્તિપૂજન નથી પણ તું જો કે પહેલાં સૃષ્ટિમાં શ્રાધ કરતા હતા કે [illegible] શ્રા[illegible]રવું એ વેદમાં કહ્યું છે. એ કર્મ માર્ગ છે. ત્યારે ચોખાના પિંડ મુકાવે છે તેમાં ચૈતન્યરૂપ પિતૃને બોલાવે છે તેનું પૂજન નૈવેદ્ય કરાવે છે. જો જડ પદાર્થ પ્રભુનું અંગ ન હોય તો ચોખામાં પિતૃ દેવતા આવે પણ નહી. વળી યજ્ઞમાં સર્વ દેવતાનું સ્થાપન કરે છે ત્યારે તેના નામનો પાણીનો કુંભ મુ[illegible] છે. નાળીયર સોપારી મુકેછે. તેમાં દેવતાની કલ્પના કરે છે ને તેને તે દેવતા જાણી પૂજે છે. એ રીતે યજ્ઞમાં જડ પદાર્થમાં હરિનો ભાવ રાખે છે. તેમજ મૂર્તિમાં હરિનો ભાવ રાખીને ભગવાનનો ભકત હરિને પૂજે છે. જો કે એ વાત વેદમાં છે કે નહી. વળી મૂર્તિ પ્રતિષ્ઠાની વિધિ પણ વેદમાં કહી છે. માટે મૂર્તિપૂજન એ વેદ સિદ્ધ છે.

પ્ર૦ હે સ્વામિ, તમે કહ્યું તે ખરૂ છે. શ્રાધ કર્મની વિધિ તથા યજ્ઞ માર્ગની રીત તથા મૂર્તિ પ્રતિષ્ઠાની વિધિ જોતાં સાફ માલમ પડે છે જે મૂર્તિપૂજન એ વેદ સિદ્ધ છે. પણ તમે કહ્યું જે જડ પદાર્થ પ્રભુનું અંગ છે એ વાતની મને સમજ ન પડી ?

ઉ૦ હે પુત્ર, સર્વના શાસ્ત્રમાં કહ્યું છે જે સૃષ્ટિ પહેલા ભગવાન એક છે. ત્યારે જડરૂપ તથા જીવરૂપ સૃષ્ટિ સર્વ આ પ્રભુના અંગમાંથી નિકળી છે એ વાર્તાથી સિદ્ધ થાય છે.

પ્ર૦ હે ગુરૂ, તમે અંગમાંથી કહોછો પણ ઇશ્વરે પોતાના સામર્થથી સૃષ્ટિ કરી છે તે અંગરૂપ કેમ કહેવાશે ?

ઉ૦ હે પુત્ર, સૃષ્ટિ સામર્થમાંથી તું કહે છે પણ સામર્થ કંઇ ઇશ્વરથી જુદો પદાર્થ નથી. જો ઇચ્છામાંથી કહીશ તો ઇચ્છા પણ કંઇ ઇશ્વરથી જુદો પદાર્થ નથી. એ સામર્થ તથા ઇચ્છા બંને ઇશ્વરના અંગમાં રહ્યા છે. માટે સૃષ્ટિ અંગમાંથી પ્રગટ થઇછે માટે અંગરૂપ છે.

પ્ર૦ હે સ્વામિ, તમે એ રીતે અંગરૂપ કહો છો પણ ઇશ્વરનું અંગ તો ચૈતન્ય રૂપ છે. ને આ સૃષ્ટિમાં તો જડ રૂપતા છે ને ચૈતન્ય રૂપતા છે તેથી ચૈતન્યને અંગ કહેવાશે. પણ જડને અંગતા દેખાતી નથી.

ઉ૦ હે પુત્ર, જડને દેખીતી અંગતા નથી આવતી તેનું કારણ એ જે લોકોનો વ્યવહાર ચલાવવા સારૂ જડતા ઇશ્વરે દેખાડી છે પણ જડપદાર્થ કંઇ બીજી વસ્તુ લેઇને કર્યો નથી સૃષ્ટિ પેહેલાં ઇશ્વર એક છે એવું સર્વેના શાસ્ત્રમાં કહ્યું છે ને ઇશ્વર સર્વત્ર વ્યાપક છે એવું પણ સર્વેના શાસ્ત્રમાં કહ્યું છે. જેમ વાયુ સર્વત્ર વ્યાપક છે તેમ અદ્રશ્ય રૂપે ઇશ્વર સર્વત્ર વ્યાપક છે.

પ્ર૦ હે સ્વામિ, વૃક્ષાદિક જડ પદાર્થમાં ઇશ્વર વ્યાપક છે એવું તો જોવામાં આવે છે, કેમકે તે ઝાડમાં ચૈતન્યતા છે ત્યારે ફળે છે ફુલે છે. પણ જ્યારે ચૈતન્યતા તેમાંથી નિકળી જાય છે ત્યારે તે સુકું લાકડુ છે તેમાં શી રીતે ઇશ્વર વ્યાપક છે એ વાત કેમ કહી શકાશે. ?

ઉ૦ હે શિષ્ય, પૃથ્વિ, જળ, તેજ, વાયુ ને આકાશ એ પાંચ તત્વ ઇશ્વરમાંથી પ્રગટ થએલાં છે, ને તેમાં ઇશ્વર પણ વ્યાપક રહેલા છે. તે એકેકમાં પાંચ તત્વ છે. આપણે લાકડાંમાંથી અર્ક કહાડીએ ત્યારે પાંચે તત્વનું પ્રથક્કરણ થતું નજરે દેખાય છે ને કાડો કે ચુર્ણ કરીને ખાઇએ છીએ ત્યારે તેતે તત્વના ગુણ પણ આપણા અંગમાં આવ્યા એવું દેખાય છે માટે ઇશ્વર નક્કર કે પોલા પદાર્થમાં વ્યાપક છે. એ વાત સાફ માલમ પડે છે. એમ ન હોય તો ઇશ્વર સર્વત્ર વ્યાપક છે એ કહેવાય પણ નહી. જેમ દેહમાં જીવ એક ઠેકાણે રહ્યો છે પણ તે પોતાની શક્તિવડે આખા દેહમાં વ્યાપક છે. આખા દેહમાં જીવ નથી કેમ કે હાથ, પગ, કાન, અને નાક કાપી નાખે તો પણ તે માણસ જીવતો રહે છે માટે જીવ તે હૃદયમાં રહે છે. હૃદયની નિચેના નાભી ભાગનો અંગ તથા ગરદન કાપે ત્યારેજ જીવ નિકળી જાય છે. માટે એક ઠેકાણે રહ્યો થકો સર્વ ઠેકાણે વ્યાપક છે. કોઇ વાળ તાણે અથવા પગને ઠેસ વાગે ત્યારે અંગ દુઃખે છે તેમ ઇશ્વર જડવૃક્ષમાં તથા મનુષ્ય, પક્ષીમાં ચૈતન્ય રૂપે રહ્યા છે. તેમ સાક્ષાત ઇશ્વર રૂપે પોતાના ધામમાં બીરાજે છે તે પ્રભુની વ્યાપક શકિત આખા બ્રહ્માંડમાં છે. તાંહાં બેઠા થકા સર્વ વ્યાપક છે માટે સુકા કાષ્ટમાં તથા પાષાણમાં પણ વ્યાપક છે.

પ્ર૦ હે ગુરૂ, ઘડીઆલી ચક્ર કમાનવડે ઘડીયાલને ચૈતન્ય કરીને ચલાવે છે તેમાં શું ઘડીઆલી રહ્યા છે એવું કહેવાશે ?

ઉ૦ હે પુત્ર, ઘડીઆલના ચક્ર કમાન જુદાં છે ને તેનો કરનાર જુદો છે તેમ અહીયાં સૃષ્ટિની ઉત્પત્તીમાં નથી અહીયાં તો ઇશ્વર એક છે બીજી વસ્તુ કાંઇ છે નહી, બીજી વસ્તુ હોય તો બતાવ માટે જડ જીવ બંને પદાર્થ પોતેજ થએલા છે. માટે જડ પદાર્થ પ્રભુનું અંગ છે.

પ્ર૦ હે સ્વામિ, જડ પદાર્થ એ ઇશ્વરનું અંગ છે એ વાતની મને સમજ પડી તેથી ઇશ્વરનું મંદિર રૂપ છે એ વાત પણ ખરી છે. પણ જડ પદાર્થના પૂજન વડે તે પૂજન ઇશ્વરને કેમ પોહોચે છે એ વાત મને સમજાવો ?

ઉ૦ હે શિષ્ય, એ પૂજન જડ પદાર્થનું નથી. સાક્ષાત પરમેશ્વરનુંજ છે. કારણ જે તેમાં ભકતના ભાવવડે ઇશ્વર પધારે છે તે વખત મૂર્તિનો સ્પર્શ તે ઇશ્વરનો સ્પર્શ છે. જેમ આપણી દેહ જીવ વિના જડ છે. પણ જીવ હોય તે વખત આપણા અંગને કોઇ સ્પર્શ કરે ત્યારે તેને આપણો સ્પર્શ થાય છે.

પ્ર૦ હે ગુરૂ, જડ રૂપ મૂર્તિમાં ઇશ્વર પધારે છે. તે ઇશ્વર ચૈતન્ય છે તેથી મૂર્તિ પણ ચૈતન્ય થવી જોઇએ. તે તો આપણને તેમાં ચૈતન્યતા દેખાતી નથી ત્યારે આપણને શા કારણથી જાણી શકાય કે એમાં ઇશ્વર પધારે છે ?

ઉ૦ હે પુત્ર, સર્વેના શાસ્ત્રમાં કહ્યું છે કે જે ભકતના ભાવવડે ઇશ્વર પધારે છે ને હિંદુ શાસ્ત્રમાં ભગવાને કહ્યું છે જે હું ભાવ વડે તેમાં પધારૂછું. સર્વે અસુરલોક પુસ્તક હાથમાં રાખીને સપત લેછે, તેને એમ માને છે જે ઇશ્વરને વચમાં સાક્ષી રાખીએ છીએ, હવે પુસ્તક જડ પદાર્થ છે તેમાં ઇશ્વર શી રીતે આવીને સાક્ષી થયા, વળી અંગ્રેજનો બીજો ધર્મ રોમન કેથોલીક તથા ફીરંગી લોકો પોતાના ઇસુની મૂર્તિ સીંઘાસન ઊપર સમીપ રાખીને તેની સામે નિમાજ ભણે છે. તે લોકો એમ માને છે જે અમે ઇસુને પોતાની સમીપ રાખીને તેની સામે નિમાજ ભણીએ છીએ. મુસલ્લમીન લોકો તાબુત કરે છે

તેમાં પેગમ્બરોની ઘોર કાગળની કરે છે ને તેને ફુલ ફળ નૈવેદ્ય ચઢાવે છે. પારસી લોક અગ્ની દ્વારા ઇશ્વરનું પૂજન કરે છે. એ રીતે સર્વ લોકો જડ પદાર્થમાં ભાવ વડે ઇશ્વરને માને છે. ને હિંદુ...... ભાવ વડે ઇશ્વરને માને છે તેને નિંદે છે.

પ્ર૦ હે સ્વામિ, તમે કહોછો જે તેઓ જડ પદાર્થમાં ઇશ્વરનું પૂજન કરે છે. પણ તે લોકોને મોહોડે મેં એવું સાંભળ્યું છે જે એ પૂજન ઇશ્વરને ફીરસ્તા દ્વારા પહોચે છે. સાક્ષાત ઇશ્વર આવીને લેતા નથી.

ઉ૦ જે હે શિષ્ય, તેઓનો ભાવ સાક્ષાત ઇશ્વર એ પૂજન લેતા નથી એવો છે ત્યારે તેનું પૂજન ઇશ્વર સાક્ષાત લતા નથી. એ વાત ખરી છે જેવો ભાવ તેવું ઇશ્વરનું પધારવું, પણ એ વાત તેઓ તેઓના શાસ્ત્રથી વિરૂદ્ધ માને છે. કારણ જે સર્વ વ્યાપી ઇશ્વર છે. તેનો ભકત નમન કરે, પૂજન કરે, તે પૂજન સાક્ષાત ઇશ્વરને સમીપ થાય છે તે શું ઇશ્વર જાણતા નથી કે ફીરસ્તા પહોચાડશે ત્યારે જાણશે. એ તો કેવી વાત છે? જેમ આપણા ગુમાસ્તા આવીને આપણે કંઇ વાત કહે જે ફલાણે આમ કર્યું ત્યારે આપણને તેનું જ્ઞાન થાય એવી વાત છે. તેમ શું આપણી પેઠે ઇશ્વર અજ્ઞાન છે જે ફીરસ્તા કહેશે જે આણે ભજન કર્યું ત્યારે જાણશે. ઇશ્વરને સર્વ શાસ્ત્રમાં સર્વજ્ઞ કહેલા છે તે છતાં ઇશ્વરમાં અજ્ઞાનપણું માને છે. માટે એ વાત તેઓના શાસ્ત્રથી ઉલટી છે.

પ્ર૦ હે સ્વામિ, સર્વ તત્વમાં અગ્ની જાગતી જોત ઇશ્વરની છે એમ પારસી લોક કહે છે તેથી અમે એ દ્વારા પૂજન કરીએ છીએ હિંદુ લોકની પેઠે પુતળાને પૂજતા નથી.

ઉ૦ હે પુત્ર, પૃથિવ, જળ, તેજ, વાયુ ને આકાશ એ પાંચ તત્ત્વ જાગતી જોત છે. એમાં એકે તત્વમાં અધિક ન્યૂન સામર્થ નથી. જો વાયુ છે તો અગ્ની સળગી શકે છે, બંધ વાયુમાં અગ્ની હોલવાઇ જાય છે. હવે ત્યારે અગ્ની કરતાં વાયુમાં અધિક સામર્થ છે કે નહી? તેમ જળથી પણ અગ્ની હોલવાઇ જાય છે ત્યારે જળ તત્વમાં અગ્ની કર્તા સામર્થ વધારે છે. પૃથિવ છે ત્યારે અગ્નિજળ રહી શકે છેને સર્વ

અન્ન ફળ પૃથિવિછે ત્યારે નીપજેછે જેથી સર્વ જીવ જીવે છે. હવે એ સર્વે તત્વના સામર્થનો વિચાર કરતાં કયાં તત્વમાં સામર્થ ઓછું છે એવું કાંઇ જાણવું નથી. તે છતાં અગ્નિને મુખ્ય માનીને પૃથિવનું તત્વ જે ભગવાનની મૂાત તેને નિંદે છે. એ તેઓનું સમજવું શાસ્ત્રથી ઉલટું છે.

પ્ર૦ હે સ્વામિ, તમે વાત કહી તે ખરી છે સર્વે તત્વ સમાન છે. એક બીજા વગર એક તત્વનો નિર્વાહ થતો નથી. પણ કેટલાક લોક એમ કહે છે જે પૃથિવ તત્વ ઉપર અપવિત્ર વસ્તુનો સ્પર્શ થાય છે માટે તે અપવિત્ર છે. તે અપવિત્ર મૂર્તિમાં ઇશ્વર પધારતા નથી.

ઉ૦ હે પુત્ર, આપણી દેહમાં અપવિત્ર વસ્તુ ભરી છે તેથી આપણામાં શું ઇશ્વર નથી એવું કહેવાશે ? ફરી આપણા બાહારના અંગને અપવિત્ર વસ્તુનો સ્પર્શ થાય છે તે ધોઇ નાંખ્યાથી આપણું અંગ શુદ્ધ થાય છે કે અપવિત્રનું અપવિત્ર રહે છે એવું કહેવાને અશકય છે. જે અપવિત્ર અંગ પૃથિવની ઉપરનો છે તે અંગ ધોયાથી તથા વેદમંત્રથી શુદ્ધ થાય છે. ને ભગવાનના મુખના વચનથી પવિત્ર થઇને ભગવાન તેમાં પધારે છે. ત્યારપછી આપણે પણ ભગવાનના સ્વરૂપને પવિત્ર થઇને સ્પર્શ કરવો. એ વિધિથી પવિત્રતા થાય છે.

પ્ર૦ હે સ્વામિ, વેદ મંત્રથી શી રીતે પવિત્ર થાય છે ને આપણને ચૈતન્યતા તેમાં કેમ દેખાતી નથી

ઉ૦ હે પુત્ર, સર્વેના શાસ્ત્રમાં ભગવાનના વચનવડે પવિત્રતા માને છે. જેમ અંગ્રેજ લોકો જેને ક્રિશ્ચિયન કરે છે તેને ધર્મ પુસ્તકના વચન ભણીને તેના માથા ઉપર દેવલની કુંડીમાથી પાણી છાંટે છે તેને બાપટીઝમ કહે છે. આપણે તેને દીક્ષા કહીએ છીએ. પછી તેના સર્વે પાપ ગયાં એવું માને છે. તે પવિત્ર થયો એવું માને છે. એ વાત પોતાના શાસ્ત્રના વચન ઉપરથી માને છે. પવિત્ર થયો તેની નિશાની તો દેખાતી નથી. ત્યારપછી તેને ક્રિશ્ચિઅન થયો એવું માને છે તેમજ મુસલમીન કલ્મા ભણીને સુન્નતા કરે છે ત્યારે તેને ધર્મમાં આવ્યો માને છે. તેમ પારસી કસ્તી પહેરે છે. તેમ બ્રાહ્મણ જનોઇ પહેરે છે ત્યારપછી બ્રાહ્મણ થયો માને છે. એમ સર્વે પોતાના શાસ્ત્રના

વચન વડે દીક્ષા લીધેથી પવિત્ર થયા માને છે ને ત્યારપછી ભગવાનનું ભજન કરવા યોગ્ય થયા માને છે. તેમ હિંદુઓના શાસ્ત્રના વચનવડે મૂર્તિમાં પવિત્રતા થાય છે ને સર્વે મનુષ્યોને દીક્ષા મંત્ર લીધા પછી ભજનનો અધિકાર થાય છે. ને તું કહે છે જે આપણને મૂર્તિમાં ચૈતન્યતા દેખાતી નથી પણ ઇશ્વર અદ્રશ્ય રૂપે તેમાં બીરાજે છે, તે આપણી લૌકિક દૃષ્ટિવડે દેખાતા નથી જ્યારે આપણી શુદ્ધ ભકિત થશે ત્યારે આપણે તેને દેખીશું જેમ પ્રહ્લાદે, રંતીદેવે, અને માંધાતા રાજા આદિ લેઇને ઘણા ભકતે દીઠા છે.

પ્ર૦ હે સ્વામિ, મૂર્તિપૂજન છોડીને માનસિક પજન કરે તો તે પૂજન શું ઇશ્વર ન માને? શા સારૂ જડ પદાર્થ મૂર્તિમાં પ્રભુને માનવા જોઇએ?

ઉ૦ હે પુત્ર, માનસિક પૂજન ઇશ્વર માને છે. પણ તે ઇશ્વરનું સર્વાંગ ધ્યાન કરવું તથા પુષ્પાદિકે કરીને સર્વાંગનું પજન કરવું તથા નૈવેદ્ય ધરવું એ પ્રત્યક્ષ સ્વરૂપ વિના કઠણ છે. સ્વરૂપ કલ્પના કરયા વિના કોનું ધ્યાન કરશે ને પુષ્પાદિકે કરીને પૂજન કરશે તે પૃથિવ ઉપર પડશે તથા સમક્ષ માન્યા વગર નૈવેદ્ય કોને ધરશે? માટે બહાર તથા માંહે બે પ્રકારના સાધન શાસ્ત્રમાં કહેલાં છે. તે બહારના સાધન કર્યાથી અંતરીય સાધન સિદ્ધ થાયછે. તેમાં દ્રષ્ટાંત, જેમકે કોઇનું ચિત્ર ઉતારવું છે તેને આપણે પ્રથમ જોઇએ ત્યારે તે મનમાં આવે ત્યારપછી તેનું ચિત્ર આપણાથી નિકળી શકે છે. જોયા વિના ચિત્ર કેમ ઉતરી શકે? તેમ ઇશ્વરના સ્વરૂપનું ધ્યાન કરવા સારૂ તેનું સ્વરૂપ જોવાની જરૂર છે.

## निराकार तथा साकार ईश्वर छे एनो संवाद-

પ્ર૦ હે સ્વામિ, ઇશ્વર તો નિરાકાર છે તેને તમે સાકાર કરી કેમ માનો છો?

ઉ૦ હે પુત્ર, જે નિરાકાર શાસ્ત્રમાં કહ્યા છે તેનો અર્થ લૌકિક આકાર રહિત ને અલૌકિક આકાર સહિત માનેલો છે. કેવળ નિરાકાર નથી માનેલો, સર્વના શાસ્ત્રમાં કહ્યું છે જે ઇશ્વર ન્યાય કરતી વેળા

ખુરશી ઉપર આવીને બેસશે ને ન્યાય કરશે, જેણે પાપ કરયું છે તેને બાળી નાખશે. ને જેણે સારૂં કર્યું છે તેને માન આપી પોતાના દરબારમાં રાખશે. જો ઇશ્વર નિરાકાર છે તો તે બોલેછે, બેસેછે, ચાલેછે, જુવેછે, જાણે છે એ રીતે સર્વ કહે છે. ત્યારે નિરાકાર શી રીતે કહેવાય? સાકાર છે એ વાત સિદ્ધ થાય છે. કેવળ નિરાકાર કહેશે તો શૂન્યવત્ ઇશ્વરનું સ્વરૂપ થઇ જાય છે. અગર તેજનો બિંબ ગોળાકાર સૂર્યની પેઠે માનશે તો તે બોલેછે ચાલેછે માટે સર્વ ઇંદ્રિઓના ધર્મયુક્તછે ત્યારે ઇંદ્રીયવાન પણછે. ને અતિશે સુંદર સ્વરૂપછે પોતાના પ્રકાશવડે પોતાનું સ્વરૂપ ઢંકાઇ ગયેલું છે માટે તેજોમય દેખાય છે આસુરી કીતાબોમાં લખ્યુંછે જે પોતાનો આકાર પુરૂષોને આપેલોછે માટે ઇશ્વર પૂરૂષાકાર છે. પણ ઇશ્વરને મનુષ્યોના જેવી ઇંદ્રીઓ નથી. જેમ આપણા હાથ ફક્ત એક કામ કરી શકે છે તેમ ઇશ્વરના હસ્ત સર્વ કાર્ય કરી શકે છે. ઇશ્વર હસ્ત વડે જોઇ શકે, બોલી શકે, ચાલી શકે, સાંભલી શકે એ રીતે સર્વ ઇંદ્રીઓ વડે સર્વ કામ કરી શકે છે માટે અલૌકિક આકારવાન કહેવાય છે.

પ્ર૦ હે સ્વામિ, તમે કહી તે વાત ખરી છે. ઇશ્વર અલૌકિક સાકાર સ્વરૂપ છે તે સારૂ હિંદુ ધર્મ વાળા સાકાર સ્વરૂપ કરે છે એ વાતની મને સમજ પડી પણ મૂર્તિમાં ઇશ્વર ચૈતન્ય રૂપે જીવની પેઠે આવે છે એ વાતમાં મને સમજ પડતી નથી. કારણ જે ચૈતન્ય રૂપ ઇશ્વર તેમાં હોય છે તો અગ્ની તેને કેમ બાળે, જળ તેને કેમ વહેવડાવે, લોક તેને કેમ ભાંજી શકે એ વાતમાં મને સંશય રહે છે?

ઉ૦ હે પુત્ર, અગ્નીમાં દાહક ધર્મ ઇશ્વરનો મુકેલો છે તે લોકના વ્યવહારાર્થ છે. જો અગ્ની પોતાનો ધર્મ ન રાખે તો લોક રસોઇ શેનાથી કરે? તેમ જળમાં વાહક ધર્મ છે. પાષાણમાં ભંજક ધર્મ છે. એ સર્વેમાં ઇશ્વરનો મુકેલો ધર્મ છે. કદી કોઇ રાઇ જેટલા કટકા તેના કરે તો પણ તેમાંથી ઇશ્વરી ધર્મ ખસતો નથી. જેમ જળમાં લાકડી મારે તો પણ જળનો નાશ થતો નથી. જો અગ્ની ઉપર જળ મુકીને બાળે તો પણ જળનો નાશ થતો નથી. તે જળ આકાશના જળમાં ઉડીને તેમાં મળીને રહે છે. તેમ અગ્નીનો જળ વડે નાશ કરે તો તે

અગ્ની તેજ તત્વમાં જઇને મળેછે. એ રીતે કોઇનો નાશ કોઇથી થતો નથી. નાશ થતો લોક દ્રષ્ટીથી દેખાય છે. અગ્નીમાં ઇશ્વર છે, જળમાં ઇશ્વર છે માટે પોતે પોતાના સ્વરૂપનો નાશ કરતા નથી માટે ઇશ્વરનો નાશ કોઇથી થતો નથી. જે નાશ કરવાની બુદ્ધી રાખીને નાશ કરવા ચાહે છે તે જીવ ઇશ્વર સાથે દ્વેષ રાખે છે. તેનો નાશ તેના પાપ વડે થાય છે. જેમ ઇશ્વર આપણી પાસે છે ને આપણે તેને આપણા અશુદ્ધ મનથી દેખતા નથી. તેમ મુર્તિમાં ભાવવડે ચૈતન્ય રૂપે બીરાજે છે તેને આપણે અશુદ્ધ મનવડે દેખતા નથી. શુદ્ધ મનવડે તે દેખાય છે ને તે ઇશ્વરની ચૈતન્યતાનો સ્પર્શ પણ ભાવવાળા ભક્તનેજ થાય છે, અભકતને થતો નથી. અભકત તેનો સ્પર્શ કરવા ચાહે તો તેજ વખત તેમાંથી ઇશ્વર બહાર નિકળી જાય છે, કારણ જે અભકતને સ્પર્શ કરવાની યોગ્યતા નથી.

પ્ર૦ હે સ્વામિ, તમે કહ્યું જે ઇશ્વરી મૂર્તિ જે ખંડન કરે તેનો નાશ થાય પણ અગ્ની મૂર્તિને ઉપદ્રવ કરી શકતી નથી એ વાત ખરેખરી છે. કેમ જે ઇશ્વરી ધર્મ સર્વમાં એકરૂપ છે માટે પોતપોતાનો નાશ કરતા નથી. પણ અસુર લોક એમ કહે છે જે જડ પદાર્થને હિંદુઓ નમે છે, પૂજે છે ને ખરા ઇશ્વરને મૂકી દેછે તેના ઉપર ઇશ્વર અપ્રસન્ન છે એ રીતે શા સારૂ કહે છે ?

ઊ૦ હે પુત્ર, તેઓને પોતાના શાસ્ત્રનું જ્ઞાન નથી તેથી કહે છે. કારણ જે જડ પદાર્થ ઇશ્વરનું અંગ છે તેને મંદીરસ્થાનક માન્યું છે. જેમ આપણે રહેવાનું ઘર છે તેથી આપણું સ્વરૂપ જુદું છે. જેમ આપણી દેહ તથા જીવ જુદા છે તેમ જડરૂપ મૂર્તિ ઘરસ્થાનક માનેલી છે ને ભાવરૂપ ઇશ્વર જુદા માનેલા છે તે જીવરૂપ છે. પાષાણાદિકનું સ્વરૂપ સર્વ લોક જાણે છે એ ઇશ્વર નથી, ઇશ્વર જુદા છે એમ સૌ લોક માને છે. હવે જોકે આપણે હરેક દિશા સામું ઉભા રહીને ઇશ્વરને દંડવત કરીશું તો તે આપણે દિશાને નમન કર્યું એમ કહેવાશે. ઘણા અસુરલોકો નીચા વળીને પૃથ્વી ઉપર ઇશ્વરને માથું નમાવે છે તે શું પૃથ્વીને નમાવે છે? એ બોલવુ અજ્ઞાનનું છે તેમ હિંદુલોક જે મૂર્તિને નમે છે તે શું પથ્થરને નમે છે ? એ બોલવુ પણ અજ્ઞાનનુ છે. હિંદુ

લોક એમ માને છે જે અમારી પૂજા ઇશ્વર આવીને અંગીકાર કરો એમ માનીને ઇશ્વરની પૂજા કરે છે તેના ઉપર ગુસ્સે થશે એમ કહેછે. [illegible] એક દૃષ્ટાંત સાંભળ. કોઇએક પુરૂષે રાજાનું ચિત્ર કરીને તે ચિત્રની અવજ્ઞાની પેઠે કહાડી બજારમાં ટાંગશે તો તે આદમીને રાજા દંડ કરશે, પકડી મંગાવશે, તે શા સારૂ પકડી મંગાવશે તેણે કાંઇ રાજાની તો અવજ્ઞા તથા અપમાન કર્યું નથી, તેના ચિત્રની અવજ્ઞા કરી છે. પણ તે ચિત્ર સાથે તે રાજાનો સંબંધ છે. તે ચિત્ર રાજાનું કહેવાય છે માટે પકડી મંગાવશે. તેમ એ મૂર્તિ ઇશ્વરની કહેવાય છે, માટે તેનો નાશ જે કરશે તેને ઇશ્વર દંડ કરશે એણે ઇશ્વરનું અપમાન કર્યું. પણ જે કોઇ તે ચિત્રને સલામ કરશે તેના ઉપર રાજા કદી ગુસ્સે નહી થાય ઉલટી પ્રીત કરશે જે મારા ચિત્રને એણે માન આપ્યું. એ બંને વાત સૌના અનુભવમાં છે. તે છતાં અજ્ઞાનવડે બોલે ત્યારે તેને શું કહેવું ? મૂર્ખ કહેવો.

પ્ર૦ હે સ્વામિ, ભગવાનની મૂર્તિ સાથે ભગવાનનો સંબંધ છે એ વાત બરાબર છે. એવું ન હોય તો રાજા લડવા ન આવે. માટે અસુર લોક પોતાના શાસ્ત્રથી ઉલટી પોતાની કલ્પના કરી કહે છે એ વાત ખરેખરી છે પણ સૌથી પહેલાં શાસ્ત્ર કોનું છે એ વાતની મને સમજ પડતી નથી ?

## हिंदु शास्त्र सौथी पहेलुं छे ए विशेनी साबेती.

ઉ૦ હે શિષ્ય, સૌથી પહેલાં હિંદુશાસ્ત્ર છે. એ વાત સર્વેના શાસ્ત્ર ચલાવનાર જે પુરૂષો તેમનામાં થયા છે તેના શકના વર્ષો તે ધર્મવાળા ગણે છે તે ઉપરથી સિદ્ધ થાય છે જે સૌથી પહેલું શાસ્ત્ર હિંદુનું છે. હવે તને સર્વેના શકના વર્ષો તે તે માનેછે તે હું તને કહુ છું. ઇબ્રાહીમને જન્મે *૩૮૫૮ વર્ષ થયાં તેના બે પુત્ર, એકનું નામ ઇસાક ને બીજાનું નામ ઇસ્માયલ છે, તે ઇસાકે યાહુદી લોકોનો ધર્મ ચલાવ્યો ને ઇસ્માયલથી આરબ થયા. મુસલમીનના મૂસા પેગંબરને થએ *૩૩૦૯ વર્ષ થયાં ને ત્યારપછી મહમદને થએ *૧૨૫૮ વર્ષ થયાં.

* સંવત ૧૯૧૪ ની સાલમાં આ ચોપાનીયું પ્રગટ થયું છે તેથી બતાવેલી સંખ્યામાં આજ સુધીના વર્ષો ગણી ઉમરતા જવું.

પારસીનો જરથોશ પેગંબરને થએ *૨૪૫૮ વર્ષ થયાં. ઇસૂખ્રિસ્તને થયે *૧૮૫૮ વર્ષ થયાં. ચીનમાં કેન્કયુશીઅસ તેઓમાં ધર્મ ચલાવનારને *૨૩૭૮ વર્ષ થયાં એરીતે એ લોકોના શકની ગણત્રી તેઓની કીતાબોમાં લખેલી છે. હવે હિંદુલોકોનું શાસ્ત્ર તો એથી ઘણું પ્રાચ્યાન છે. પણ દિલ્હીમાં યુધિષ્ટર પાંડવ રાજ્ય કરતા હતા તે દહાડાથી આજદીન સુધી પાંડવો પછીના રાજાની વંસાવલી ગવર્મેન્ટ ગેઝીટમાં છાપેલી છે તે ઉપરથી સિદ્ધ થાય છે જે યુધિષ્ટરે ૩૩ વર્ષ રાજ્ય કર્યું ત્યારપછી તેના પુત્ર પરિક્ષિત થયા તેણે ૬૦ વર્ષ રાજ્ય કર્યું તે પરિક્ષિતને શુકદેવ ઋષિએ ભાગવત કહ્યું છે. તે ભાગવતમાં અરાઢપુરાણ વેદના નામ છે તે ઉપરથી સિદ્ધ થાય છે જે વેદપુરાણ એ કરતાં અગાઉના છે. હવે યુધિષ્ટરનો શક હિંદુસ્થાનમાં ૩૦૪૪ વર્ષ ચાલ્યો. ત્યારપછી વિક્રમ રાજા થયા તેણે પોતાના શક ચલાવ્યા તે ૧૩૫ વર્ષ રહ્યો ત્યારપછી શાહાલીવાહને તે શક તોડીને પોતાનો શક ચલાવ્યો તેનો શક *૧૭૮૧ વર્ષનો ચાલે છે. એ રીતે યુધિષ્ટરથી ગણતાં આજદીન સુધી પાંડવોના રાજ્યને રાજ્ય કરતાં ૪૯૬૦ વર્ષ થયાં તે દહાડે સૌ શાસ્ત્ર વિધમાન હતાં. એ વાત ઉપરથી સાફ જણાય છે જે હિંદુનું શાસ્ત્ર સૌથી પહેલાંનું છે. તે શાસ્ત્ર જોઇને પછવાડેથી સર્વ લોકોએ પોતાની યુકિત પ્રમાણે પોતપોતાના શાસ્ત્ર કરેલાં છે. કારણ જે તેઓના શાસ્ત્રની સૌવાત હિંદુ શાસ્ત્ર પ્રમાણે છે. ફકત મૂર્તિપૂજન નથી કરતા એટલોજ ભેદ છે. પણ તે લોકોનો મત લેઇને હિંદુશાસ્ત્ર થયેલું છે એવું સિદ્ધ થતું નથી. કેમ જે હિંદુશાસ્ત્ર સૌથી પહેલાંનું છે એવું સૌની શક ગણત્રી ઉપરથી જણાય છે

અને જોતીષશાસ્ત્ર પણ સૌથી પહેલાનું છે એ વર્ષોવર્ષના ટીપણાં ચાલ્યાં આવે છે તે ઉપરથી સિદ્ધ થાય છે. તેમાં ગતકલી ૪૯૬૦ વર્ષ લખે છે ને અંગ્રેજ લોક સૃષ્ટિ ઉત્પન્ન થએ ૫૮૫૮ વર્ષ ગણે છે તેપણ આપણા શાસ્ત્રનો આધાર લેઇને ગણે છે, એને બીજા કોઇ શાસ્ત્રવાળાનો આધાર નથી.

હિંદુશાસ્ત્ર પ્રમાણે નવગ્રહ, સત્તાવીશ નક્ષેત્ર, બારરાશી તથા એ ગ્રહોની ચાલ માને છે ને પૃથ્વીનું ફરવું એ લોક કહે છે તે પણ આર્ય

* ૧૮ મા પાનાની ફૂટનોટ જૂવો.

સિદ્ધાંત પ્રમાણે કહે છે. પણ આર્ય સિદ્ધાંતવાળાએ તર્કથી એ વા
કહી છે. કેમ જે સર્વે પુરાણોમાં તથા જોતીષના સૂર્ય સિદ્ધાંતમાં સૂર્ય
ફરતો માનેલો છે ને એ આર્ય સિદ્ધાંતવાળાએ પૃથ્વીને તર્કથી ફર
માની છે. જે આ સિ ાંત તર્કનુ છે.

ગણિત વિના જોતીષ ચાલી શકતું નથી માટે ગણિત પ
અવલનું છે. તેમાં પ્રથમ ભાગનું ગણિત તથા બીજગણિત તથા ક્ષે
ફળ, ઘનફળ તથા થોડાક સિધાંત પણ કહેલા છે. એજ ગણિતપ્રમા
તે લોકે ગણિત બાંધેલું છ. થોડુંક માંહે વધારેલું છે. એ ગણિત ભા
૨૧૭૫ વર્ષ ઉપર એલેકઝેન્ડ્ર ગ્રીકનો રાજા લાહોર મુલતાનને ર
દિલ્હી આવ્યો હતો તે હિંદુસ્તાનમાંથી લેઇ ગયોછે. ત્યારપછી ફીરંગ
લોક ઇસ્વી સન ૧૪૯૭ માં હિંદુસ્તાનમાં આવ્યા તે લોક લેઇ ગ
છે. સન ૧૬૦૦ સુધી યુરોપના લોક જંગલી જેવા હતા તે વખ
દેશોમાં ટોપી પહેરવાની શોધતા હતા. ત્યારપછી સૌ દેશોમાં જ
લાગ્યા ને ગણિત ભાગ શિખી ગયા. માટે એની વિદ્યા હિંદુસ્તાન
ચલાવે એકત્રીશ વર્ષ થયાં ને હિંદુની ગણિત વિદ્યાને ઘણા વર્ષ થય
માટે એ ગણિત પણ તેઓએ હિંદુ શાસ્ત્રમાંથી લીધું છે એવું સા
જણાય છે.

અંગ્રેજ લોકોમાં જે ફીલોસોફીની ભાષાના શોધક થયાછે તે
સર્વ ભાષા મેળવીને કિતાબોમાં લખ્યું છે જે સંસ્કૃત ભાષા સૌ ભાષા
ભળેલી છે માટે અવલ ભાષા સંસ્કૃત છે એવું સિદ્ધ થાય છે.

વળી સંપૂર્ણ અક્ષર હિંદુ શાસ્ત્રમાં જેટલા છે તેટલા કોઇના
નથી. અંગ્રેજીમાં, ટ, ઢ, ણ, ત, થ. દ, ધ, ફ, ભ, ય, શ, ષ, હ, ઝ,
ડ, અ, ખ, ઘ, છ, ઊ, ઐ, ઔ, અં, અઃ એટલા અક્ષર નથી તેમ
અરબી, ફારસીમાં પણ પૂરા નથી માટે એ લોકે અક્ષર પણ આપણ
શાસ્ત્રમાંથી લીધા છે

વ્યાકરણ વિભક્તી, ક્રિયાપદો, સર્વે આપણા શાસ્ત્ર પ્રમા
માને છે. તેમ અંકગણિત પણ આપણા જેટલી કોઇમાં નથી એ ઉપરથ
સાફ જણાય છે જે સર્વ આપણા શાસ્ત્રમાંથી તે લોકોમાં ગયું છે.

સર્વ લોક વ્રત કરે છે, શ્રાધ કરે છે, સ્નાન કરીને ભજન કર

એને પવિત્રતા માને છે. હાથ પગ ધોયા વિના ન ખાવું એમ માને છે. ઇશ્વરને નૈવેદ્ય આપવું, દિક્ષા લીધાપછી ઇશ્વરના ભજનનો અધિકાર જીવને થાય છે. ઇશ્વરના અવતાર પૃથ્વીપર થાય છે. મદિરા ન પીવી. દાન, પુન્ય, પરોપકાર કરવાને ઉત્તમ માને છે. તેનો બદલો ઇશ્વર એને આપે છે એમ માને છે. ગુરૂને માનવા, જડ પદાર્થમાં ઇશ્વર ભાવ રાખે છે. પાંચ તત્વના દેવતા છે એમ માને છે એ રીતે સૌના શાસ્ત્રમાં હિંદુદુનો મત છે એમ સાફ જણાય છે.

પ્ર૦ હે ગુરૂ, મારો બરોબર નિશ્ચય થવા જે હિંદુશાસ્ત્ર સૌથી પહેલું છે ને હિંદુશાસ્ત્રની વાત સૌલોકે પોતામાં લેઇને તેનો ફેરફાર કરીને પોતાનું નવું શાસ્ત્ર બાંધેલું છે. એ સાફ જણાય છે માટે સૌથી પહેલાં હિંદુશાસ્ત્ર છે. એ વાત ખરી છે પણ ઇશ્વરકૃત છે તે શી રીતે છે તે મને કહો?

ઉ૦ હે પુત્ર, ઇશ્વરે સૃષ્ટિ ઉત્પન્ન કરી તે સમયે સૃષ્ટિના પુરૂષો સર્વે બાળકની પેઠે સૌ વાતથી અજાણ હતા. જેમ બાળક જન્મ્યો તે દહાડાથી તેને એક કોટડીમાં રાખી મુકીએ ને તેના મોહોડાં આગળ કોઇ બોલે નહી તો તે બાળક મ્હોટો થાય ત્યાં સુધી તેને બોલતાં આવડે નહી ને બાળકને ભણતાં લખતાં શિખવીએ નહીતો તે બાળક વૃધાવસ્થા સુધી લખવા ભણવામાં મૂર્ખ રહે છે. એ વાત સર્વના અનુભવમાં છે. તે બાળકની પેઠે આ સર્વ સૃષ્ટિ અજ્ઞાન હતી. તેને પ્રથમ પુરૂષ જે બ્રહ્મા તેણે ભણતાં, લખતાં, બોલતાં શિખવ્યું છે. ત્યાર પછી ચારવેદ, અરાઢપૂરાણ, જોતીષશાસ્ત્ર, વૈદક, ભગવાનના પૂજનનો પ્રકાર, સ્તુતીનો પ્રકાર, ગાનવિદ્યા, બાણવિદ્યા, એ સર્વ બ્રહ્માએ તેને શિખવ્યું છે. એ રીતે ભાગવત તૃતિય સ્કંધમાં કહ્યુંછે. કોઇપણ શાસ્ત્ર પહેલે શિખ્યાવિના આગળ નવો ગ્રંથ કોઇ કરી શકતો નથી. અગર નવો ગ્રંથ કરે તો તે પ્રમાણ પણ પડે નહી, માટે શાસ્ત્ર મનુષ્યકૃત નથી, ઇશ્વરકૃત છે એ સાફ જણાય છે.

હિંદુ લોકોના પ્રાચીન ગ્રંથ એવા કઠણ છે જે ટીકા વગર આજના પંડિતોથી લાગતા નથી માટે પૂર્વના હિંદુલોકો ઘણા બુદ્ધિમાન હતા. પણ હાલમાં વિદ્યાનું વ્યસન મુકી દીધું તેથી મૂર્ખ થઇ ગયાછે. ને હિંદુ રાજાઓએ દુર્વ્યસનમાં પડીને પોતાનું રાજ્ય ખોયું છે.

ઉ૦ યુરોપિયન લોકો ૨૫૦ વર્ષ ઉપર સર્વ વાતથી અજાણ હત તેઓએ સર્વ દેશમાંથી વિદ્યાનો સંગ્રહ કરીને તે વિદ્યાભ્યાસ કર્યો દિવસે દિવસ ઇલ્મને વધારતા ગયા. તેથી સર્વ ઇલ્મમાં કુશળ થય તમ પહેલી સૃષ્ટના લોક નહતા. તે લોક ભગવાનના અનુગ્રહવાળ હતા ને બુદ્ધિમાન હતા. તેઓને ભગવાનના દર્શન હતાં. રાત દિવ ભગવાનના આરાધનમાં તત્પર હતા. ને હવેના લોક બે ઘડી પા ભગવાનનું આરાધન કરતા નથી. અસુરલોક ભગવાનના આરાધનમ તત્પર છે તેથી સુખી થયા છે. હાલમાં ઘણા હિંદુઓ ભગવાન આરાધન મુકૂલ કરતા નથી તેથી અસુર લોકોથી પણ ઉતરી ગયા છે આરાધનમાં તથા પોતાના ધર્મ ઉપર વિશ્વાસમાં હાલના અસુર લો ઘણા સારાછે. તેવા હિંદુઓ નથી માટે દિવસેદિવસે દુઃખી થતા ચાલ્ય જાયછે. સર્વ સુખતો ભગવાનના આરાધનથી મળેછે. જ્યારે ભગવાનથ તેઓ વિમુખ છે ત્યારે તેઓને સુખ ક્યાંથી મળશે ? એ હાલના હિ લોકોને દુઃખ થવાનું કારણ સમજવું.

પ્ર૦ હે ગુરૂ, ખરેખરી પહેલી સૃષ્ટિ બાળકની પેઠે સૌ વાતમ અજાણ હતી તેને બ્રહ્માએ સૌ વિદ્યા શિખવી. શિખવ્યાવગર તે વિદ્ તેને આવડે નહીં. એ વાત ખરી છે માટે હિંદુ શાસ્ત્ર ઇશ્વરકૃત છે વાત બરાબર મારા ધ્યાનમાં ઉતરી. પણ હિંદુ ધર્મમાં ઘણા મત ચાલે છે તેનું કારણ મને સમજાતું નથી તે સમજાવીને તમે કહો ?

## हिंदु शास्त्रमां मतभेद पडवानुं कारण.

ઉ૦ હે શિષ્ય, શાસ્ત્રમાં એકજ મત છે, જે ઇશ્વરનું ભજ કરવું. તેથી ઇશ્વરની પ્રાપ્તી જીવોને થશે. પણ વેદમાં ઇશ્વરની પ્રાપ્ત થવા સારૂ કર્મ, જ્ઞાન, ને ભકિત કહિ છે તેમાંથી લોકે એકેક મા પકડીને તે પ્રમાણે ચાલવા માંડયું, ને બીજા માર્ગને મુકી દીધા. પોતાનો મત ખરો કરવા લાગ્યા. એ રીતે મતભેદ પડયા છે. તે દ્રષ્ટાંત અંધ હસ્તિ ન્યાયવત્ શાસ્ત્રમાં કહ્યું છે. જેમ આંધળાઓએ એ હાથી દીઠો તેના જે જે અંગ ઉપર જેણે હાથ ફેરવ્યો તે તેવો કહેવ લાગ્યા. જેણે પુંછડા ઉપર હાથ ફેરવ્યો તેણે દોરડાં સરખો હાથી જાણ્યો જેણે કાન ઉપર હાથ ફેરવ્યો તે સુપડા સરખો હાથી કહેવા લાગ્યો જેણે પેટ ઉપર હાથ ફેરવ્યો તે પર્વત સરખો હાથી કહેવા લાગ્યો

જેણે પગ ઉપર હાથ ફેરવ્યો તે થાંભલા સરખો હાથી કહેવા લાગ્યો. એ રીતે સર્વે લોકો એક હાથને બહુ પ્રકારે કહેવા લાગ્યા. ને માંહો માંહે લડવા લાગ્યા. તે વખત દેખતો પુરૂષ ત્યાં આવી પહોંચ્યો તેણે પુછયું જે તમે શા સારૂ લડો છો. ત્યારે આંધળાઓએ જે જે અંગ ઉપર હાથ ફેરવ્યા હતા તેઓ હાથીને કહેવા લાગ્યા, ત્યારે દેખતાએ કહ્યું જે એ સર્વે અંગ મલીને એક હાથી છે. તમે જુદા જુદા અંગઉપર હાથ ફેરવ્યો તેથી તમે કહો છો. તેમજ એક અંગ શાસ્ત્રનું લેઇને જે પંડિતો વાદ કરે છે તે ઉપરના હસ્તિ ન્યાય પ્રમાણે પ્રવર્તેછે. ને દેખતા પુરૂષતો વ્યાસજી છે. ભગવાને પોતે વ્યાસ અવતાર ધરીને નિર્ણય કરીને ઋષિઓને તથા દેવતાઓને વેદશાસ્ત્રના અર્થની સમજ પાડી છે. તે વેદવ્યાસના મતને અનુસારે જે આચાર્ય પુરૂષ ચાલે છે તેનેજ દેખતા પુરૂષ જાણવાને ઇશ્વરાવતાર કરી સમજવા. એ અંધ હસ્તિ ન્યાયવત્ મતભેદનું કારણ છે.

પ્ર૦ હે સ્વામિ, તમે કહોછો જે પંડિતોએ એક અંગ પકડયું છે તેમાંથી મતભેદ તેઓએ ચલાવ્યો છે અંધ હસ્તિ ન્યાવત્ તે વાત મને વિસ્તારીને કહો જે કર્મ, જ્ઞાન, ભક્તિ, એ ત્રણે ઇશ્વરની પ્રાપ્તિ થવા સારૂ વેદમાં કહ્યાં છે. તેનામાંથી કેટલા માર્ગ જુદા ચાલ્યા છે?

## अन्य देवताओनी उपासना चाली तेनुं कारण.

ઉ૦ હે શિષ્ય, કર્મમાર્ગમાંથી અન્ય દેવતાઓનો ઉપાસના માર્ગ ચાલેલો છે. કારણ જે કર્મમાર્ગ જે યજ્ઞમાર્ગ તે નિષ્કામથી કરે તો ભગવાનની પ્રાપ્તિ થાય, ને કામનાથી કરે તો તે લૌકિકની કામના પૂર્ણ થાય. પણ લોકોએ નિષ્કામ યજ્ઞ મુકીને કામનાના લોભ સારૂ સકામ યજ્ઞ કરવા માંડયો ને કામના તેની પૂર્ણ થઇ તેથી ફરી તેજ દેવતાને તે ભજવા લાગ્યા. જેમ હમણાં લોક ભજે છે. કોઇએ હનુમાનની માનતા કરીને તેથી તેનું કામ સિદ્ધ થયું તો તે હનુમાનને ખરા દેવ કરી માનેછે. પણ હનુમાનના સ્વામિ જે શ્રીરામચંદ્રજીછે તેને ભજતા નથી. તેમ કેટલાએક દેવીને માને છે પણ દેવીના સ્વામિ જે ભગવાન છે તેનું પૂજન કરતા નથી. એ દેવતાઓમાં ભગવાનનું મુકેલું સામર્થ છે એવું સર્વ લોક જાણે છે તથાપિ ભગવાનને ભજતા

નથી. તે દેવતાને સંસાર કામના સારૂ ભજે છે. ત્યારે હરિથી વિમુખ થાય છે. ગીતામાં ભગવાને કહ્યું છે જે દેવતાઓને ભજનાર પુરૂષ દેવતાઓન ::પે છે, ને મને ભજનાર જીવો મને પામે છે. એ રીતે બધા વેદપુરાણોમાં કહ્યું છે ને સર્વે લોક જાણે પણ છે તોપણ ભગવાનને સેવતા નથી.

## ज्ञानकांडनुं सिद्धांत.

પ્ર૦ હે સ્વામિ, એવું જાણે છે જે ભગવાને સર્વ દેવતાઓને પ્રકટ કર્યા છે તે છતાં તેને મુકીને દેવોને શા સારૂ ભજે છે ?

ઊ૦ હે પુત્ર, લૌકિક કામનામાં લોભાયલા જીવો દેવતાઓને ભજે છે ને તેનેજ પરમેશ્વર કરી માને છે. તેમાં કારણ જ્ઞાનકાંડ છે. ભગવાન અંશે કરીને સર્વત્ર બીરાજે છે ને સર્વ રૂપ ઇશ્વર પોતે છે એ વાત જ્ઞાનકાંડમાં કહી છે. પણ તે વાત શાને સારૂ કહી છે તેનો હાર્દ સમજ્યાવિના તે જીવો એમ જાણેછે જે એ સર્વ દેવતાઓ ભગવાનજ છે તેથી મૂળરૂપ ઇશ્વરને મુકીને દેવતાઓને ભજે છે. પણ જ્ઞાનકાંડમા એવું કહ્યુંછે જે સૃષ્ટિના જીવોમાંથી ઐશ્વર્યાદિ છગુણ પોતે ખેંચી લેઇને પોતામાં રાખેલા છે. જગતનું કાર્ય માત્ર મેળવી શકે એટલું સામર્થ સૃષ્ટિમાં તથા દેવતાઓમાં ઇશ્વરે મુકેલું છે. માટે ભગવાનનો મોક્ષ આપવાને કોઇ દેવતા સમર્થ નથી. માટે દેવતાઓને અંશરૂપ કહેલા છે. સૃષ્ટિ સૌ પોતાના અંગમાંથી કરેલી છે માટે તેનું સ્વરૂપ પ્રભુના અંગવડે પ્રભુરૂપ શાસ્ત્રમાં કહ્યું છે. પણ પૂર્ણ રૂપે કહેલું નથી તે છતાં દેવતાઓને પૂર્ણ કરી માને છે એ વાર્તા જ્ઞાનકાંડથી વિરૂદ્ધ છે. કેમ જે જ્ઞાન તથા વિજ્ઞાન બંને પદાર્થ સૃષ્ટિને રાખવાના કહેલા છે. જ્ઞાન તે સૃષ્ટિને તથા દેવતાઓને અંગરૂપ જાણવા. ને વિજ્ઞાન તે જે પ્રભુથી આ સૃષ્ટિ થએલી છે તેને ભજવા. તેને ભજવાથી મોક્ષ થાય છે એવુ કહેલું છે. તે અન્ય દેવોના ઉપાસક વિજ્ઞાનને મુકીને ચાલે છે માટે એક અંગને માને છે. એ જ્ઞાનકાંડમાંથી મિથ્યા જ્ઞાનીઓએ પોતાનો જ્ઞાનમાર્ગ જુદો ચલાવ્યો છે. તે અમે બ્રહ્મ છીએ એવું માને છે. તે એમ કહેછે જે અમારે કયા ઇશ્વરની ભક્તિ કરવી છે. એરીતે માનીને

ભગવાનની ભકિત કરતા નથી. એ જ્ઞાનમાર્ગમાંથી બીજો વૈરાગ્યમા નિકળ્યો છે. તે એમ માનેછે જે આ સર્વે જગત અસત્યછે, अहंब्रह्मास्मि એટલે હું બ્રહ્મ છું એ વાત સત્ય છે. માટે વૈરાગ્ય છે તે જ્ઞાનમાર્ગનું અંગ છે. તે જ્ઞાનમાર્ગમાંથી સાંખ્યમાર્ગ નિકળ્યો છે. તેમાં અઠ્ઠાવીશ તત્વનો વિવેક વિચાર કરીને પ્રભુને ઓળખવા કહેલા છે તેમાંથી સેશ્વર સાંખ્ય ને નિરીશ્વર સાંખ્ય એ બે માર્ગ નિકળેલા છે. તેના સિદ્ધાંત એ છે જે બ્રહ્મમાયા મળીને જગત રચેલું છે ને નિરીશ્વર સાંખ્યવાળા એમ કહે છે જે એકલી માયાએ આ જગત રચ્યું છે, પણ મૂળ સાંખ્ય જે વેદમાં કહ્યું છે તે મત મુકીને લોકોએ એ બંને માર્ગ ચલાવ્યા છે એ જ્ઞાનકાંડમાંથી જ્ઞાનીઓનો માર્ગ, તથા વૈરાગ્ય-માર્ગ, તથા સાંખ્યમાર્ગ, તથા નિરીશ્વર સાંખ્યમાર્ગ અને સેશ્વર સાંખ્ય-માર્ગ એ રીતે પાંચ માર્ગ એક જ્ઞાનમાંથી નિકળ્યા છે. કર્મમાર્ગથી અન્ય દેવતાઓનો ઉપાસના માર્ગ નિકળ્યો છે. યોગમાર્ગ, બ્રહ્માના પુત્ર સનકાદિકે ચલાવેલો છે. આ દેહથી ભગવાનના હૃદયમાં દર્શન થાય તે જ્યારે સમાધી સિદ્ધ થાય ત્યારે જીવને દર્શન થાય ને સિદ્ધિ લેવાની ઇચ્છા કરે તે સિદ્ધિ તેને મળે. એ યોગમાર્ગમાંથી તપમાર્ગ નિકળેલો છે. તપ એ યોગ સિદ્ધ કરવાનું અંગ છે. એ રીતે યોગમાર્ગના બે ભેદ પડયા છે. ભકિતમાર્ગ એ બધા માર્ગમાં વ્યાપક છે. કેમજે અન્ય દેવતાઓની ઉપાસના કરે અથવા યજ્ઞ કરે અથવા જ્ઞાન, વૈરાગ્ય, યોગ કરે તે સર્વેમાં ભકિતનો ખપ પડે છે. ભકિતવિના એકે માર્ગનું ફળ નથી. ભકિતમાર્ગના બે ભેદ છે. એક અંશાવતારના ઉપાસના માર્ગમાં વિષ્ણુ, નૃસિંહજી, રામચંદ્રજી, નારાયણ, એઓને પૂર્ણ કરી ભજે છે. ને એક ભકિતમાર્ગ પૂર્ણ બ્રહ્મની ઉપાસનાનોજ છે તે પૂર્ણ બ્રહ્મનેજ ભજે છે. બીજા કોઇ દેવતા તથા અવતારોને ભજતા નથી. પણ અંગ રૂપ જાણે છે. એ રીતે અનેક માર્ગ પોતપોતાની યુકિતથી શાસ્ત્ર વિશે સમજણ પ્રમાણે ચલાવેલા છે.

## भक्तिमार्गना भेद.

પ્ર૦ હે સ્વામિ, એમાં ખરો માર્ગ કીયો છે જેથી પરબ્રહ્મની પ્રાપ્તિ જીવને થાય, તે મને કહો ?

ઊ૦ હે શિષ્ય, વેદપુરાણનો હાર્દ તો એવો છે જે એક પરબ્રહ્મને સેવવા ને તેનેજ ભજવા. ને જ્ઞાનકાંડની રીતે આ જગતને બ્રહ્મનું અંગરૂપ જાણીને પ્રભુરૂપ જાણવા. કર્મ માર્ગની રીતે સર્વે કર્મ નિષ્કામ કરીને પ્રભુને અર્પણ કરવાં. એ રીતે વેદનો સિદ્ધાંત છે. જો કર્મ પ્રભુને અર્પણ ન કરે તો મોક્ષ ન થાય એવો સિદ્ધાંત વેદપુરાણનો છે.

પ્ર૦ હે ગુરૂ, કર્મ, જ્ઞાન ને ભકિતમાર્ગ એ ત્રણે માર્ગના સિદ્ધાંતમાં કહ્યું જે એક પરબ્રહ્મને સેવવા એજ વાત ખરી છે ને સૃષ્ટિના કર્તા ને દેવના દેવ તે પૂર્ણ બ્રહ્મ છે બીજા કોઇ નથી એજ વાત બરાબર છે. બાકી જે માને છે તે શાસ્ત્રમાં પુરા જ્ઞાની નથી એવું મને પણ ભાસ્યું છે. પણ પૂર્ણ બ્રહ્મનું શું સ્વરૂપ છે તે મને હવે કૃપા કરીને કહો ?

## परमात्माना त्रण नामनुं व्याख्यान.

ઊ૦ હે પુત્ર, વેદમાં બ્રહ્મનામે કરીને વિખ્યાતછે. ગીતામાં પરમાત્મા-નામે કરીને વિખ્યાત છે ને ભાગવતમાં ભગવાન નામે વિખ્યાત છે. તે પરબ્રહ્મ છે ને સૃષ્ટિના કર્તા છે.

પ્ર૦ હે સ્વામિ, બ્રહ્મ, પરમાત્મા અને ભગવાન એ નામ કેમ પડયું તે મને સમજાવીને કહો ?

ઊ૦ હે શિષ્ય, અઠાવીસ તત્વ રૂપે કરીને કોટી બ્રહ્માંડમાં વ્યાપક થઇ રહ્યા છે તેથી બ્રહ્મ નામ પડયું. પરમાત્મા એટલે સૌ જીવોથી, દેવોથી, તથા અવતારોથી પર એટલે જુદા એક રૂપે રહેલા છે માટે પરમાત્મા એ નામ પડયું. ને ભગવાન એ નામ ષડગુણ જે ઐશ્વર્ય, વીર્ય, યશ, શ્રી, ગ્યાન, અને વૈરાગ્ય એ છ ધર્મ જેમાં અખંડ રહેલા છે તેથી ભગવાન નામ પડયું છે. એ રીતે અઠાવીસ તત્વ યુકત ને છ ધર્મ યુકત ને અનંત શકિત યુકત જે ઇશ્વર તેને વેદમાં ને ગીતામાં પ્રસિદ્ધ પુરૂષોતમ કહેલા છે. એ રીતનુ અલૌકિક સાકાર સ્વરૂપ પરબ્રહ્મનું છે.

પ્ર૦ હે સ્વામિ, પ્રસિદ્ધ પુરૂષોત્તમ એટલે શું ?

ઊ૦ હે પુત્ર, પુરૂષ તથા દેવતા તે સર્વેમાં ઉત્તમ જે પુરૂષ છે તેને પુરૂષોત્તમ કહે છે; ને વેદ, પૂરાણ અને ગીતામાં પ્રસિદ્ધ કરીને કહેલ છે તેને પસિદ્ધ પુરૂષોત્તમ કહે છે તેજ સર્વેશ્વર છે.

પ્ર૦ હે સ્વામિ, ભગવાન પદતો શિવ, બ્રહ્મા, નારદ, ઈંદ્રિ, અને વ્યાસજીને ઘણે ઠેકાણે કહેલા છે માટે એ પણ સર્વેશ્વર ઠરે છે.

## हिंदु शास्त्रमां श्रीकृष्ण पूर्ण ब्रह्म छे ते विशे.

ઊ૦ હે પુત્ર, એ દેવતાઓને એ ષડ વિધ ઐશ્વર્યમાંથી થોડુંક ઐશ્વર્ય ઇશ્વરે આપેલું છે માટે એને ભગવાન નામે કરીને શાસ્ત્રમાં કહે છે. પણ એ સર્વેશ્વર નથી કારણ જે એ સર્વેની ઉત્પત્તિ શાસ્ત્રમાં પ્રભુથી કહેલી છે. स्वयंभगवान ચોવીસ અવતારમાં એક શ્રીકૃષ્ણને કહેલ છે; ને પ્રસિદ્ધ પુરૂષોત્તમ ગીતામાં શ્રીકૃષ્ણનેજ કહેલાછે. એ રીતે વેદમાં પરબ્રહ્મ શ્રીકૃષ્ણને કહેલા છે બીજા કોઇ ચોવીસ અવતારને પરબ્રહ્મ કહેલા નથી. માટે વેદ, ગીતા, ભાગવત, તથા બીજા પુરાણોમાં શ્રીકૃષ્ણ પરબ્રહ્મ છે એ રીતે કહેલું છે, માટે પરબ્રહ્મ તે હિંદુશાસ્ત્રમાં એક શ્રીકૃષ્ણજ છે બીજો કોઇ નથી.

પ્ર૦ હે સ્વામિ, મને એમાં એક મ્હોટો સંશય છે જે તમે કહો છો જે એક શ્રીકૃષ્ણ પરબ્રહ્મછે પણ દ્વિતીય સ્કંધમાં નારાયણના શ્યામ શ્વેત કેશનો અવતાર તથા ચતુર્થ સ્કંધમાં નર નારાયણનો અવતાર શ્રીકૃષ્ણને કહેલા છે તેનું શી રીતે ?

ઊ૦ હે પુત્ર, બ્રહ્માના એકેક કલ્પમાં ચોવીસે અવતાર થાય છે તેમાં અંશ રૂપે કૃષ્ણાવતાર હમેશ થાય છે. તે કૃષ્ણ નર નારાયણનો અવતાર છે. એમ જો ન હોય તો પ્રથમ સ્કંધમાં ચોવીસ અવતારમાં પહેલે કૃષ્ણને અંશમાં ગણાવીને પાછા ફરીને પૂર્ણ કૃષ્ણને જુદા કહેલા છે જે એ ચોવીસ અવતાર શ્રીકૃષ્ણના અંશ છે ને શ્રીકૃષ્ણ પોતે स्वयंभगवान છે એ રીતે શું કામ કહે ને વેદનું તત્વ જે ગીતાજી તેમાં અક્ષરાતીત પુરૂષોત્તમ એક શ્રીકૃષ્ણને કહેલા છે. માટે અંશ કૃષ્ણને પૂર્ણ કૃષ્ણમાં ભે છે. પૂર્ણ કૃષ્ણ તે પરબ્રહ્મ છે. કૃષ્ણનામનો વેદમાં

અર્થ કર્યો છે. જે સદા આનંદમય સ્વરૂપ છે તેને કૃષ્ણ કહેવા. એ રીતે ગોપાળતાપની ઉપનિષદ્‌માં પણ કૃષ્ણ શબ્દનો અર્થ કહેલો છે.

પ્ર૦ હે ગુરૂ, ઉપનિષદ્ કોને કહે છે ?

ઊ૦ હે શિષ્ય, ઉપનિષદ્ તે મસ્તકને ઠેકાણે છે. જેમ આપણું અંગ છે ને આપણું માથું છે તે માથાને ઉત્તમાંગ કહ્યું છે. કારણ જે માથાવિના માણસ એકલા ધડવડે ઓળખાતું નથી. તેમ વેદની શ્રુતિમાં શ્રેષ્ટ ભાગને ઉપનિષદ્ કહે છે. તેને ઉત્તમાંગ મસ્તકને ઠેકાણે વેદમાં કહ્યું છે. માટે શ્રુતિના વચન કરતાં ઉપનિષદ્‌ના વચન શ્રેષ્ટ છે એમ કહેલું છે.

પ્ર૦ હે સ્વામિ, વેદમાં સર્વ દેવતાઓને પરબ્રહ્મ નામે કહેલા છે. માટે પરબ્રહ્મ તે એક છે કે એ સર્વે દેવતા છે ?

ઊ૦ હે પુત્ર, વેદમાં દેવતાઓને પરબ્રહ્મ કહેલા છે તે પરબ્રહ્મના અંગ ઊપર નજર રાખીને શ્રુતિએ કહેલા છે. જેમ હાથનું વર્ણન કરવા બેસીએ તો હાથ છોડાવી શકે છે, બંધન કરી શકે છે. તેમ સર્વ કામ હાથવડે થઇ શકે છે, તેમ આંખવડે પણ થઇ શકે છે. પણ એ સર્વે પુરૂષના સંબંધ વડે હાથ અને આંખ કામ કરી શકે છે. પુરૂષ વિનાનો એકલો હાથ પુરૂષમાંથી જુદો પડેતો તેમાં કાંઇ કામ કરવાની શકિત નથી. એ વેદની શ્રુતીઓ છે તે એક પરબ્રહ્મનુ જ વર્ણન કરેછે. બીજા કોઇ દેવતાનું કરતી નથી. કારણ જે પતિવ્રતા છે. માટે એ એક પતિનુંજ વખાણ કરે છે. જે ઠેકાણે પરબ્રહ્મ વિના એકલું તે દેવતાનું વર્ણન કરેછે તે ઠેકાણે અંશરૂપે કરીને વર્ણન કરેલુ છે એમ સમજવું. જો પરબ્રહ્મ હોય તો તેને અંશ કેમ કહેવાય ? અંશ છે માટે અંશ કહે છે. એવો ગૂઢાર્થ શાસ્ત્રમાં છે તેથી લોકોને ભ્રાંતી ઉત્પન્ન થાય છે જે કીયા પરબ્રહ્મ સત્ય છે.

પ્ર૦ હે સ્વામિ, પ્રભુએ શાસ્ત્ર ગૂઢ શા સારૂ કર્યું છે ? સીધું શાસ્ત્ર કરત તો સર્વ સૃષ્ટિ એક પરબ્રહ્મને ભજત ને મોક્ષ પામત.

ઉ૦ હે શિષ્ય, આ બ્રહ્માંડની સૃષ્ટિ ઇશ્વરને ઘણા દહાડા ચલાવવાની ઇચ્છા છે, જો સીધું શાસ્ત્ર કરત તો લોક તરત પ્રભુ પાસે જતા રહેત.

ત્યારે આ બ્રહ્માંડની રમત કેમ ચાલત. તે સારૂ ગૂઢાર્થ શાસ્ત્ર કર્યું છે. ને વળી ભગવાને પોતે ખુલ્લું કરીને કહેલું પણ છે જે એ ગૂઢાર્થ શાસ્ત્ર છે. માટે જીવોએ એક મારી ભક્તિ કરવી, બીજા સર્વે સાધનને મુકીદેવાં તોપણ આ જીવ સંસારના સુખમાં મગન થઇ રહેલા છે તેથી શાસ્ત્ર શ્રવણની દરકાર રાખતા નથી ને કદી સશાસ્ત્ર શ્રવણ કરે તો શાસ્ત્રના વચન ઉપર વિશ્વાસ લાવીને ભકિત કરતા નથી. સૌ લોકોને સારૂંસારૂં ખાવું, એશઆરામ, સ્ત્રીસંગ કરવો ગમે છે, પણ પોતાના પ્રગટ કર્તા જે ઇશ્વર છે તેને જાણવા સારૂ પોતાના ગુરૂ પાસે જતા નથી. એ રોતે ઇશ્વરને વિસરી ગયા છે તેથી ચોરાશી લક્ષ યોનીઓમાં જન્મ મરણ વારંવાર લે છે.

## जगतनी उत्पत्ति थइ तेना वर्ष.

બ્રહ્માજી બાવન વર્ષના થવા આવ્યા તે દહાડાથી અથડાય છે. બ્રહ્માજીના એક દિવસમાં ૨૦૦૦ બે હજાર ચતુર જુગી જાય છે. સતયુગ, ત્રેતા, દ્વાપુર ને કળીયુગ એની એક ચતુર જુગી એવી બે હજાર થાય ત્યારે બ્રહ્માનો એક દિવસ થાય છે. તેવા ત્રીસ દિવસનો એક માસ, એવા બાર માસનું એક વર્ષ થાય છે. તેવાં બાવન વર્ષ બ્રહ્માને તથા સૃષ્ટિને ઉત્પન્ન થયે થયાં છે એ હીસાબથી ગણતાં સૃષ્ટિને થયે ૬૧૭૪૦૮૦૦૦૦૦૦૦૦ એટલાં વર્ષ થયાં આ જીવોને બ્રહ્માંડમાં અથડાતાં તેમાં ત્રણલાખ દસહજાર વાર પ્રલય થયા. બ્રહ્માના એક દિવસમાં એકવાર જીવોનો પ્રલય થાય છે તેમાં એક હજાર ચતુર જુગી થાય ત્યારે બ્રહ્માની રાત્રી પડે, તે રાત્રીમાં નિત્ય પ્રલય જીવોનો થાય ને પ્રાતઃકાળે પાછા નારાયણના ઊદરમાંથી આ જીવો પોતપોતાના કર્મ લેઇને પ્રગટ થાય. એ નિત્ય પ્રલયમાં સ્વર્ગ, મૃત્યુ ને પાતાળ એ ત્રણે લોકનો નાશ થાય છે એ ઉપરાંત જે ઉપરના ચાર લોક છે તે અનામત રહે છે તેનો પ્રલય નથી. જ્યારે બ્રહ્માના સો વર્ષ પૂરાં થાય ત્યારે તે લોકનો પ્રલય થાય છે તેનું નામ પ્રાકૃત પ્રલય છે. એ રીતે દુનિયાની ઉત્પત્તિ પ્રાચીન કાળની છે એમ જાણવું. સર્વ બીજા લોક દુનીયાને થયે ૫૮૫૮ વર્ષ યુકિતથી કહે છે.

પ્ર૦ હે ગુરૂ, શી યુકિતથી કહે છે તે મને સમજાવો ?

ઉ૦ હે પુત્ર, શ્રીકૃષ્ણાવતારમાં મ્લેચ્છ લોકોનો નાશ બહુ થઇ ગયો છે. હમણાં જે મ્લેચ્છ દેશમાં મ્લેચ્છોની વસ્તી છે તે ત્યારપછીની છે, તેથી તેઓના રાજ્ય સ્થાપન થયાં પછીના વર્ષ લોક ગણે છે તેને ચારહજાર વર્ષ થયાં. પ્રાચીન લેખ, પ્રાચીન દેશ જે પાયમાલ થઇ ગયેલો છે તે હમણાં શોધ કરતાં પ્રગટ થયા છે. તે કીતાબોમાં ફીલોસોફરે લખ્યા છે. ને હિન્દુસ્તાનની વસ્તી જે ઉત્તમ લોકોની છે તેનો નાશ ઘણો થયો નથી. ને સનકાદિક ઋષિઓ પરીક્ષિતના વખત સુધી પૃથ્વી ઉપર હતા તે ઉપરથી અંગ્રેજ તર્ક કરીને પરીક્ષિત પછીના રાજાની વંસાવલી ગણીને ૫૮૫૮ વર્ષ દુનિયાને ઉત્પન્ન થયે કહે છે. એને હિંદુઓ સિવાય બીજું કોઇ શાસ્ત્ર એ વાત પ્રમાણ કરવાને તેઓને મળ્યું નથી. કેમજે હિંદુઓ થોડાક બચ્યા છે ને તેઓના શાસ્ત્ર પણ બચ્યાં છે, ને મ્લેચ્છનો તો બહુ સંહાર થઇ ગયો છે, માટે તેઓના જુના શાસ્ત્ર ડુબી ગયાં છે તેથી તેઓના શાસ્ત્ર ઉપાસીઓને પણ દુનિયાને ઉત્પન્ન થયાનું પ્રમાણ જડતું નથી. પણ એ સનકાદિક ઋષિઓ પરીક્ષિત પછી કળીયુગ પસર્યો ત્યારપછી પૃથ્વી ઉપરના બીજા ખંડોમાં જઇ રહેલા છે. પૃથ્વીનો વ્યાસ ૮૦૦૦ માઇલ ગણે છે તે ભરતખંડનું ફકત ગણે છે, સર્વ પૃથ્વીનું નહી જાણ્યે એ એટલીજ પૃથ્વી ગણે છે. હવે સમુદ્રનો છેડો એ શોધી લાવ્યા ... સમુદ્રનો છેડો આવે ત્યારે બીજો ખંડ જડે. શાસ્ત્રમાં ભરતખંડ ફરતો ક્ષીર સમુદ્ર કહેલો છે. એ રીતે સાત ખંડ ને સાત સમુદ્ર છે.

## पृथ्वी सूर्य ग्रह सर्वेनी चालनुं वर्णन पुराणोमां जुदुं जुदुं छे तेनुं कारण.

પ્ર૦ હે ગુરૂ, પૃથ્વીના વર્ણનમાં પુરાણોનું એકમત કેમ આવતું નથી ? કોઇ પુરાણમાં ગોળાકાર કહી છે ને કોઇ પુરાણમાં સીંગડાને આકારે કહી છે એનું કારણ શું છે ?

ઉ૦ હે શિષ્ય, બ્રહ્માના એક દિવસમાં પૃથ્વી સૂર્ય સર્વેનો પ્રલય થાય છે ને ફરી નિત્ય નવી ઉત્પત્તિ થાય છે માટે પૃથ્વી, ગ્રહ અને સૂર્યની ચાલ ઇશ્વરની મરજી પ્રમાણે નિત્ય નવા પ્રકારની થાયછે. તે વાત પુરાણોમાં

ૃમાં બ્રહ્માના ફલાણા દિવસનં
ું છે. એ લોક આજ દુનીયાની
હેવાને જુઠું માને છે. જે હિંદુ
ણ સર્વે પુરાણોના કર્તા વ્યાસજી એ
ાં જુદી જુદી વાત કહે ને કદી જુદી
ખરી માને શી રીતે? જુવો કે આપણે જે
જ તેજ કામ બીજે દીવસે કરતા નથી. ત્રીજે દિ
ારે ીએ એ રીતે ઇશ્વર નિત્ય નવી નવી પ્રકારન
ને આ બ્રહ્માંડ જેવા મોટી બ્રહ્માંડ રચીને લીલા કરે છે.
અગાધ છે તેને જાણતા નથી. જેમ દેડકો ને હંસ તે રીતે
ી બુદ્ધિ છે. એ સર્વે વાત સર્વ પુરાણ સાંભળે તેને માલુમ
ના બતાવ્યા સિવાય કોઇ પોતાની સમજણથી શાસ્ત્રની ગૂઢ
જાણી શકતું નથી માટે ગુરૂને શરણ જવું ને તેની પાસેથી સર્વ
સમજી લેવો. જ્યાંસુધી મનમાં સંશય રહે છે ત્યાંસુધી હિંદુ ધર્મ
આસ્તા નહીં થાય. માટે હે પુત્ર, મેં તને જે જે વાર્તા કહી તે તારા
નરી ન હોય તે તું મને પુછ ને પોતાના ધર્મ ઉપર વિશ્વાસ
વરની સેવા કર. હિંદુધર્મ સૌથી શ્રેષ્ઠછે ને પવિત્રછે ને ઇશ્વરી
ે છે. જે એ ધર્મનું ઉલ્લંઘન કરીને બીજા ધર્મમાં જશે તેણે
ગનું ઉલ્લંઘન કર્યું. કારણ જે તેનો જન્મ ઇશ્વરે હિંદુમાં
જો તે ધર્મમાં રાખવાની મરજી હોત તો તે જાતમાં તેને જન્મ
ણ તેમ મરજી નથી. માટે ઇશ્વરી મરજી તોડશે તેને ઇશ્વર
વાત સાફ જણાય છે ને એ ધર્મ હિંસક નથી માટે
ભુની પ્રસન્નતા નિરહિંસક ધર્મ ઉપરછે તેવી હિંસકધર્મ
ેમાં પણ ઇશ્વરને માનવાનો સિદ્ધાંત છે તે ધર્મનાં શું
ેચાર કરવો જોઇએ. માટે બુદ્ધિમાન પુરૂષે અસુર
ાહી કરવું.

, તમે જે જે વાત કહી તે મારા ધ્યાનમાં બરાબર
દી એ ધર્મ ઉપરથી વિશ્વાસ નહી ઉઠાડું. મને અનેક
ગ થયો તેથી હું એવું માનતો હતો જે શાસ્ત્ર

૭. પણ હવે મેં સારી પેઠે જ
ા મને ખાચિત થઇ. એ રીતે ત
ાવ્યો. એ રીતે જે કોઈ આ પોથી
ક સુજશે ને મનમાં આનંદ થશે.
સુરી ધર્મ તથા દૈવી ધર્મ બંનેનું વણ
ા સંવાદે કરીને કહ્યું છે તે સંપૂર્ણ થયું.




यदुक्तं तातचरणैः श्रीकृष्ण शरणं मम ।
ततएवास्ति नैश्चिंतमैहिके पारलौकिके ॥ १ ॥

**અર્થ:**—અમારા તાત ચરણ એટલે પિતાજી શ્રીમ
" श्रीकृष्णः शरणं मम " એ રીતે જે કહેલું છે તેથીજ આ લોક
લોક સંબંધી કાર્યના વિચારમાં નિશ્ચિંતપણું છે. ૧

अहं हरे तव पादैकमूल दासानुदासो भवितास्मि भूयः
मनः स्मरेतासुपतेर्गुणांस्ते गृणीत वाकर्म करोतु काय "

**અર્થ:**—હે ભગવન્ ! તમારા ચરણારવિંદના મૂળમાં વ
પણ દાસ હું, ફરી ફરીને થાઉં, અને મારૂં મન, આપ પ્રાણ
નું જ સ્મરણ કરે; તથા મારી વાણી આપના સદ્ગુણોનું ક
શરીર આપની સેવા કરે; આટલું માગી લઉંછું. ૨

સં. ૧૯૬૭ ના ચૈત્ર શુદી ૯ ને
શુક્રવાર. તા. ૭-૪-૧૧
અમદાવાદ,
જેઠાભાઇની પોળમાં, ખાડીયા.

લી. દાસાનુ
વૈષ્ણવ હરિદાસ
ના દીનતાપૂર્વક જય